# ઉપોદ્‌ઘાત સ્મરણાએ.

—

રા. મગળદાસના આ પ્રયાસ આયર્લૅન્ડનાં 'સ્વાતંત્ર્યયુદ્ધનાં શસ્ત્ર 'સીનફીન'ની પ્રવૃત્તિની રૂપરેખા આપવાનો છે.

અનેક સદીઓ થયાં આયર્લૅંડ બ્રીટીશ સામ્રાજ્યનું અભાગી અંગ હતું. ઇંગ્લાંડના લાભ માટે એની મહત્ત્વાકાંક્ષા, એનું સુખ ને એનું સ્વાતંત્ર્ય કચરી નાંખવામાં અંગ્રેજી રાજપુરુષો પોતાની કાર્યદક્ષતાની સાર્થકતા સમજતા; અને એને ખાતર તનતોડ પ્રયાસો કરવામાં, સતત લડત કરવામાં, અને પ્રાણ અર્પવામાં ઉત્સાહી આયરીશો જીવનનું સાર્થક સમજતા. ઘણા લાંબા કાલ સુધી એ દેશના ઇતિહાસને પાને પાને અંગ્રેજી જુલમ ને આયરીશ નીરાધારી, અંગ્રેજી ક્રુરતા ને આયરીશ દેશભક્તિ, વ્યવસ્થિત પણ આત્માવિહોણી અંગ્રેજી દમનનીતિ અને ભાવનાશીલ અને નિડર આયરીશ મક્કમપણું લખાયાં છે. અને આ ઇતિહાસનો અંત અંગ્રેજી અને આયરીશ મુત્સદ્દીપણાને શોભાવે એવો છે.

અગ્યારમી સદીમાં જ્યારે નોરમંડીના ડ્યુક વીલીયમે ઈંગ્લાંડ જીતી ત્યાં રાજ્ય સ્થાપ્યું ત્યારે સ્કોટલૅંડ અને વેલ્શની માફક આયર્લૅંડ સ્વાધીન હતું. પણ નોરમન રાજાઓ સાથે ઇંગ્લાંડમાં પારકી સંસ્કૃતિની સ્વતંત્રતા છીનવી લેવાની રાજ્યનીતિ દાખલ થઈ; અને તે અંગ્રેજોએ સુધારી વધારી કાળક્રમે દુર્જય કરી મુકી.

આયર્લૅંડ સ્વતંત્ર હતું. તેના લોકો થોડા પણ બહાદુર ને બુદ્ધિશાળી હતા. તેની સંસ્કૃતિ સાદી પણ ઉંચા પ્રકારની હતી. તેની માતૃભાષા લાક્ષણિક અને હૃદયંગમ હતી. ભુગોળે, ઇતિહાસે, ધર્મે ને સંસ્કારે આયર્લૅંડ નીરાળો રાષ્ટ્ર થવા સરજાયું હતું. અને તેને કચરી છુંદી ને અંગ્રેજી ઢબનું ફરી ઘડવાનું કામ અંગ્રેજોએ શરુ કર્યું.

ઇંગ્લાંડના વિજેતા નોરમન ઉમરાવોએ ધીમે ધીમે આયર્લૅંડમાં સંચાર કરવા માંડ્યો એટલે ઈ. સ. ૧૧૭૧ માં હેન્રી બીજાએ ત્યાં જઈ થોડાક સ્થાનિક રાજાઓની સત્તા છીનવી લઈ "આયર્લૅંડનો નાથ"–Lord of Ireland–નું બીરુદ ધારણ કર્યું, અને ત્યાં પોતાનો પ્રતિનિધિ નીમ્યો.

આ બનાવ પછી થોડા સૈકાઓ સુધી 'આયર્લૅંડનો નાથ' માત્ર નામનો જ નાથ રહ્યો. ત્યાં અંગ્રેજ ને આયરીશ ઉમરાવો સતત લડાઈ કર્યા કરતા અને જાતિ વિરોધ અને સત્તા વિરોધથી દેશ અશાંત રહ્યા જ કર્યો. છતાં આયરીશ સંસ્કૃતિ ને માનવતા સ્વતંત્રતા સાચવી રહી.

પણ અંગ્રેજ માત્ર વિજેતા નથી પણ સંસ્કારભક્ષી છે. પોતાની સંસ્કૃતિ સ્થાપી, બીજાની સંસ્કૃતિનો વિનાશ કરવો એ ભયંકર કલા તેને સહેલાઈથી આવડે છે, અને તેથી સદીઓની પરંપરામાં પોતાની સંસ્કૃતિ આખી દુનિયાપર બેસાડવાના સતત પ્રયાસો તેણે આદર્યા છે. ઇ. સ. ૧૩૬૬ માં કીલકેનીના કાયદાથી અંગ્રેજે આયરીશ સંસ્કૃતિને વિષ દેવા માંડ્યું. એનાથી અંગ્રેજોને આયરીશ જોડે પરણવાની અને તેમની રહેણીકરણી સ્વીકારવાની મના કરવામાં આવી. પણ આ કાયદાની અસર થોડાક જ પ્રદેશમાં થઈ. તે પ્રદેશ શીવાય બીજે બધે અંગ્રેજી અસર નામની જ હતી.

અંગ્રેજી રાજાઓ ત્યાં સત્તા સ્થાપવા માંગતા, અંગ્રેજી ને આયરીશ ઉમરાવો સ્વતંત્ર રહી એક બીજા સાથે લડતા; ને લાભ થાય તેમ અંગ્રેજી રાજકીય ઉથલપાથલમાં ભાગ લેતા; અને જરૂર પડે અંગ્રેજી રાજ્યદંડના ઉમેદવાર તરીકે કોઈ બનાવટી માણસ ઉભો કરતા. પણ અંગ્રેજી ઉમરાવો માહોમાંહ લડતા હતા છતાં આયરીશો તેનો લાભ ન લે એ ધ્યાન રાખતા. ધીમે ધીમે સ્કોટલૅંડનુ સ્વાતંત્ર્ય ગયુ, ને વેલ્સનુ ગયું, અને લગભગ ૧૫૪૫ માં હેન્રી આઠમાએ 'આયર્લૅંડના રાજા'ની પદવી લીધી. સ્વદેશ ભક્ત આયરીશ ઉમરાવો જે સદીઓ થયાં સ્વાતંત્ર્યયુદ્ધ આદરી રહ્યા હતા તે હવે દુષ્ટ બડખોર થયા; તેમની સંસ્કૃતિ નિર્માલ્ય ને નકામી ગણાવા લાગી; અને ઈંગ્લાંડ પોતાના સ્વાર્થે સુઝાડેલાને પોતે નક્કી કરેલા કાયદા ને વ્યવસ્થાથી આયર્લૅંડની માલીક થઈ બેઠું. પરિણામે ઍલીઝાબેથના સમયમાં આયરીશ સ્વાતંત્ર્ય પ્રેમીના બળવાને નિર્દય આપખુદીથી કચરીનાંખી લોકોનાપર નિઃસીમ કેર વર્તાવવાની શરૂઆત થઈ. ઇ. સ. ૧૫૮૦ માં ઓ'નીલ ને ડેસ્મંડના બળવા, ને ઈ. સ. ૧૫૯૮ માં ટાયરોનનો બળવો—એ હોળવાતી સ્વતંત્રતાના ઉંડા ભડકા જેવા હતાં. તે ભડકા હોળવાયા, અને અંગ્રેજી સત્તા, અંગ્રેજી દાર ને અંગ્રેજી રાજ્યનીતિ દેશમાં આવીને વસ્યાં; અને આયરીશ સમૃદ્ધિને લુટવાની યુક્તિ યોજાવા માંડી.

ઈ. સ. ૧૬૩૩ થી ઈ. સ. ૧૬૩૯ સુધી વેંટવર્થે અંગ્રેજી રાજાના તરફથી ત્યાં રાજ્ય કર્યું. તેણે શાંતિ ને વ્યવસ્થા આણ્યા, પણ લોકોની શાંતિ ને સ્વાતંત્ર્યને ભોગે. તેની સત્તા આપખુદી છતાં વ્યવસ્થિત હતી. લોકો ને લોકો વચ્ચે તે ન્યાય કરતો, લોકો ને રાજ્ય વચ્ચે સવાલ ઉભો થતાં લોકોની તેને પરવા નહતી. અંગ્રેજી સત્તાનો લાભ પહેલાં—વ્યવસ્થા પછી—અને લોકોનું સુખ છેલ્લું, એ વેંટવર્થની રાજ્યનીતિનું સૂત્ર કહી શકાય. એ સખ્ત નીતિને પરિણામે બંડ થયું અને બંડખોરોપર વેર લેવા ઈંગ્લાંડ તરસી રહ્યું.

૧૭ મા સૈકામાં અંગ્રેજી પ્રજાએ સ્વાતંત્ર્ય યત્ન કર્યો અને રાજાઓની સત્તા તોડી. ઇ. સ. ૧૬૪૯ માં અંગ્રેજોએ આપખુદી રાજા ચાર્લ્સ પહેલાંને ફાંસી દઈ પ્રજાસતાક સ્થાપ્યું. આ સ્વાતંત્ર્યનો સાધક ઓલીવર ક્રોમવેલ હતો.

પણ અંગ્રેજ આચરણમાં તો બને ત્યાં સુધી પોતાની સ્વતંત્રતામાં જ માને છે. ઓલીવર ક્રોમવેલ, અંગ્રેજી સ્વાતંત્ર્યનો અવતાર ને ચાર્લ્સને જુલ્મી કૃત્યો માટે ફાંસી દેનાર આયર્લેંડનો કટ્ટો ને દયાહીન દુશ્મન થઈ બેઠો. ૧૬૫૦ માં તેણે આયર્લેંડમાં ઘુમી સ્વાતંત્ર્ય ને તોફાનનાં બીજ કચરી નાંખ્યાં; ને ભયંકર સચોટતાથી અંગ્રેજી સત્તાને આયરીશ લોહીમાં રગદોળી સર્વોપરી કરી બેસાડી. જે ઇંગ્લાંડમાં દેવ હતો તે આયર્લેંડમાં દૈત્ય થયો. તેણે પોતાના દેશની સત્તા સબળ કરવા પરાયા દેશના સ્વાતંત્ર્યની સમાપ્તી કરી. હારેલાઓની માલમીલકત તેણે વિજેતા અમલદારોને આપી અને ઇ. સ. ૧૬૫૩ માં સ્વતંત્ર આયરીશ પાર્લામેન્ટ નાબુદ કરી માત્ર આ અમલદારોના પ્રતિનિધિને અંગ્રેજી પાર્લામેન્ટમાં સ્થાન આપ્યું. આયર્લેંડ જેવા નીરાળા રાષ્ટ્રને લશ્કર અને કાયદાના જોરથી ઇંગ્લાંડનું અંગ બનવાનો કીમીયો તેણે આરંભ્યો. આશાનષ્ટ આયર્લેંડ મૃતઃપ્રાય થઈ રહ્યું.

જુલમથી આયર્લેંડનું લોહી વિષમય થઈ ગયું. ફ્રાંસની મદદથી અંગ્રેજોનેહાંકી કાઢવાનાં સ્વપ્નાં રચાવા માંડ્યાં. સ્વાતંત્ર્યહીણા ને ગૌરવ નષ્ટ થયેલા કેથોલીક આયરીશો દેશને સ્વતંત્ર કરવાની નિષ્ફળ યુક્તિઓ કરી રહ્યા, અને જ્યારે ઇ. સ. ૧૬૮૮ માં ઇંગ્લાંડમાં રાજ્યક્રાંતિ થઈ ત્યારે આયરીશોએ ફ્રેંચની મદદથી ઇંગ્લાંડમાં પદભ્રષ્ટ થયેલા જેમ્સ રાજાનો પક્ષ લીધો પણ આખરે ઇંગ્લાંડ જીત્યું, આયર્લેંડમાં પાર્લામેન્ટ સ્થપાઈ. પણ માત

અંગ્રેજોની જ ગણ્યાગાંઠ્યા પ્રોટેસ્ટંટ અંગ્રેજોએ બધી સત્તા હાથ લી, અહેંની પણ વિધર્મી કેથોલીક આયરીશો પોતાના દેશમા હક્ક વીનાના ગણા, ઇંગ્લાંડના લાભ ખાતર આઇરીશ વેપાર ઉદ્યોગનો વિનાશ કરાર્મા આવ્યો અને કેથોલીક ધર્મીઓને અખતમા સખત કાયદાઓથી બાંધી લેવામા આવ્યા અગ્રેજ સરકારે પ્રોટેસ્ટંટ ધર્મી આયરીશોની મદદથી કેથોલીક આયરીશોને ગુલામગીરીમાં રાખવાની યોજના આદરી રાષ્ટ્રીય જીવનનુ નામ કે નીશાન રહ્યુ નહીં, અને પરાધીનતાની અવધી થઈ

આખરે આયર્લાંડની પ્રોટેસ્ટંટ પાર્લામેન્ટને પણ ઇંગ્લાંડની પરાધીનતા સાલી અને ઇ સ ૧૭૮૨ મા ગ્રેટન નામના મહાન આયરીશના નેતા પણા નીચે પાર્લામેન્ટ સ્વતંત્ર થઇ ઇ સ ૧૭૯૨ મા કેટલાક કેથોલીક આઇરીશોને માત્ર મત આપવાનો અધિકાર મળ્યો પ્રોટેસ્ટંટોને વધારે સ્વાધીનતા જોઇતી હતી કેથોલીકોને સ્વતંત્રતા જોઇતી હતી પરિણામે એકનિષ્ઠ આયરીશ'–United Irishmen–નામની સસ્થા સ્થપાઈ, અને ઇ સ ૧૭૯૮ મા ફ્રાન્સની મદદ લઈ સ્વતંત્રતા માટે આયર્લેંડે બળવો કર્યો બળવો થતા અંગ્રેજોએ દમેરાની પદ્ધતિ સ્વીકારી, અને ભયંકર સખ્તાઇથી બળવો દબાવી નાખ્યો

પણ આ બળવાથી ઇંગ્લાંડના રાજ્યકર્તાઓને ભાન આવ્યુ કે માત્ર વિધર્મી નાનકડા સંઘ વડે દેશનુ રાજ્ય ચાલે એમ નહોતુ દેશમા હક્ક વીનાના કેથોલીકો તો બહુ ભાગે હતા, પણ કેથોલીકોને સ્વાતંત્ર્ય તો અપાય કેમ? આખરે ઈ સ ૧૮૦૦ મા આયરીશ પાર્લામેન્ટને અગ્રેજી પાર્લામેન્ટ જોડે જોડી દેવામા આવી પરિણામે કેટલાક કેથોલીકોને હકની શોભા મળી ખરી પણ ઇંગ્લાંડ, સ્કોટલેંડ ને આયર્લેંડની સયુક્ત પાર્લામેન્ટમા તેમના પ્રતિનિધિઓ થોડા જ હોવાથી ખરુ જોતા તો હતુ તેવુ ને તેવુ જ રહ્યુ ૧૮૦૩ મા નેપોલીઅનની મદદથી સ્વતંત્ર થવા આઇરીશોએ બળવો કર્યો, પણ તે નિષ્ફળ ગયો અને અસતુષ્ટ આયર્લેંડ પરાધીન જ રહ્યુ

ધીમે ધીમે આઇરીશોને ખાત્રી થઈ કે જ્યા સુધી અગ્રેજી પાર્લામેન્ટમા ગણ્યાગાંઠ્યા આયરીશો શોભામા અભિવૃદ્ધિ કર્યા કરશે અને જ્યાં સુધી આયર્લાંડમા સ્વતંત્ર પાર્લામેન્ટ સ્થપાશે નહીં ત્યા સુધી સ્વતંત્રતા મળવાની નથી અને રાષ્ટ્રીય નિમત્ત સધાવાનો નથી આ ખાત્રીને

પરિણામે બે સમ્પ્રદાય સ્થપાયા: એક પાર્લામેન્ટમાં ચળવળ કરી કાયદા ને વ્યવસ્થાથી સુધારા કરવા ઇચ્છનારાઓનો; અને બીજા દેશમાં જ અંગ્રેજો વિરુદ્ધ ચળવળ કરી પ્રજાસત્તાક સ્વાધીન રાજ્યતન્ત્ર સ્થાપવાની ઇચ્છા રાખનારાઓનો. પહેલા પક્ષને રમાડી, અને બીજા પક્ષને કચરી નાંખવાની રાજ્યનીતિ ઈંગ્લાંડે ચાલુ રાખી.

ઈ. સ. ૧૮૩૧ માં ઈંગ્લાંડે આયર્લેંડમાં "રાષ્ટ્રીય" કેળવણી દાખલ કરી. રાષ્ટ્રીય એટલે અંગ્રેજી; આયરીશ સાહિત્યને સંસ્કૃતિની ઉચ્છેદક વિરાષ્ટ્રીય કેળવણી. આથી ઉછરતી પ્રજાના મગજમાં અંગ્રેજી એટલે સરકારી ભાષા, અંગ્રેજી સાહિત્ય એટલે જીવનનો સાર, અને અંગ્રેજી સંસ્કાર એટલે ઉત્કૃષ્ટ જીવનની પરાકાષ્ઠા એ સિદ્ધાંતો શીખવવાની શરુઆત થઈ. આવી કેળવણીથી આયરીશ સંસ્કારો અધમ ને ત્યાજ્ય લેખાય, સ્થાનિક સંસ્કૃતિનો વિનાશ થાય અને રાષ્ટ્રીય શક્તિ તુટી જાય એવાં સ્વાભાવિક પરિણામો આવવા લાગ્યાં. આવા પરિણામો છતાં આયરીશોએ રાષ્ટ્રીય અસ્મિતા નાબુદ થવા દીધી નહીં.

ડેનીયલ ઓકોનેલ ઘણા વર્ષ અંગ્રેજી પાર્લામેન્ટમાં આયરીશોનો નેતા રહ્યો. અદ્‌ભૂત બાહોશીથી તેણે આયરીશ પ્રતિનિધિઓને અંગ્રેજી રાજ્યનીતિમાં ભાગ લેતા કર્યા. અને જો કે તેણે આયર્લૅંડનું ભલુ ખાસ કાંઈ ન કર્યું છતાં વિરોધી રાજપુરુષોને ખેલાવી અંગ્રેજી રાજનીતિમા અણધારી ધુંચો ઉભી કરી. ઓકોનેલની નીતિ તેના પછીના પાર્લામેન્ટના આયરીશ નેતાઓ જે 'યુનીયનીસ્ટ'ના નામથી ઓળખાતા તેણે સ્વીકારી. અને ૧૮૭૩ પછી પાર્નેલ અને પછી રેડમન્ડે એ નીતિ અનુસાર પાર્લામેન્ટમાં અંગ્રેજોને ત્રાહ્યા પોકરાવવાનું જારી રાખ્યું. રેડમન્ડ ૧૯૧૮ માં ગુજરી ગયો; અને પાર્લામેન્ટનો આયરીશ સમ્પ્રદાય અન્ત થઈ ગયો. ડીસેમ્બર ૧૯૧૮ ની ચુંટણીમાં ૧૦૫ માંથી ૨૬ જણ આ સમ્પ્રદાયના ચુંટાયા; અને સીનફીનના અભિપ્રાયને આધીન થઈ આયરીશોએ અંગ્રેજી પાર્લામેન્ટમાં બેસવું બંધ કર્યું અને સ્વતંત્ર આયર્લૅંડનો વાવટો ઉભો કર્યો.

સ્વાતંત્ર્ય પક્ષીઓને કાયદેસર રાજકીય પ્રવૃત્તિની નિષ્ફળતા સાક્ષાત્ કરી. અને જેમ જેમ દારિદ્રય અને પરાધીનતા વધતી ગઈ, અને અંગ્રેજોએ જુલ્મી સત્તા પ્રવર્તાવ્યા કરી તેમ તેમ નિરાધારી ને જુલ્મથી દુઃખી

આયરીગોના હૃદયમાં અંગ્રેજો તરફ દ્વેષ વધતો ગયો આવકે ૧૮૬૦ મા ફેનીયન બ્રધરહુડ–Fenian Brotherhood–નામના છુપા મંડળે રાજ્ય તંત્રને બળજોરીથી ઉથલાવવાનો પ્રયોગ શરૂ કર્યો તેની વિરુદ્ધ અંગ્રેજ સરકાર સખત પગલા લીધાં અને પરિણામે અસંતોષે ઉંડુ ઘર ઘાલ્યું

ગ્લેડ્સ્ટનને આયર્લૅંડનો પ્રશ્ન ઘણો ગંભીર લાગ્યો, અને તેનો નીવેડો આણવા ૧૮૬૯ મા તે મુખ્ય પ્રધાન થયો ત્યારથી તેણે લાક્ષણિક ઔદાર્યથી અનેક પ્રયત્નો આદર્યા ૧૮૬૯ માં તેણે કેથોલીક ધર્મસંસ્થાઓ પાસેથી લઈ લીધેલી મીલ્કતનો મોટો ભાગ તેને પાછો આપ્યો, અને ૧૮૭૦ મા તેણે ખેડુતોને રાહેત મળે તેવો કાયદો પસાર કરાવ્યો પણ જ્યાં પારકાની વાત હોય ત્યા અંગ્રેજ લોકોની સુધારા કરવાની વૃત્તિ ક્ષિણ થઈ જાય છે ઇ સ ૧૮૭૦ મા ખેડુતોની અશાંતી અને રાજકીય ચળવળ દાબી દેવા માટે 'શાંતિ સાચવવાનો' સખત કાયદો પસાર થયો ઇ સ ૧૮૭. મા આયરીશ યુનીવર્સીટી સ્થાપી પ્રોટેસ્ટંટને ને કેથોલીકને સરખો લાભ આપવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને પરિણામે હોમરૂલ લીગની સ્થાપના થઈ

પાર્નેલના નેતૃત્વ નીચે હોમરૂલ લીગે અંગ્રેજ રાજ્યપ્રકરણમા સખત ડખલ નાંખવી શરૂ કરી ૧૮૮૧ મા પાર્નેલ અને બીજાઓને અંગ્રેજ સત્તાધિકારીઓએ કેદ કર્યા, પણ બીજે વર્ષે તેમને છોડવામા આવ્યા તેજ વર્ષમા ફીનીક્ષ પાર્કમા બે અંગ્રેજ અમલદારોનુ ખુન કરવામા આવ્યુ ઈ સ ૧૮૮૬ ને ૧૮૯૩ મા ગ્લેડસ્ટને આયરીશ હોમરૂલ બીલ પસાર કરાવવાનો પ્રયત્ન કર્યો, પણ અંગ્રેજ પાર્લામેન્ટે તે સ્વીકાર્યો નહી

ઈ. સ ૧૮૯૩ આયરીશ સંસ્કૃતિ સતેજ કરવા હેતુથી આયર્લૅંડમા 'ગૅલીક' લીગ સ્થપાઈ

૧૯ મી સદીના અંત સુધી આયર્લૅંડના રાજકીય જીવનની આ ટુંકી રૂપરેખા ઈ સ ૧૮૯૯ મા આર્થર ગ્રીફીથે 'સીનફીન'નો મંત્ર ઉચ્ચાર્યો ત્યારથી રા મગળદાસના આ પુસ્તકની શરુઆત થાય છે.

એ સદીને અંતે આયર્લૅંડની દશા દયાજનક હતી પરાધીનતા ને જુલ્મ, અન્યાય ને સખ્તાઇનો દોર, અંગ્રેજ સ્વાર્થી રાજ્યનીતિ ને નિષ્ફળ આયરીશ રાજકીય પ્રવૃત્તિ, નામના સુધારા ને વધુ પડતુ દમન, ખેડુત વર્ગની લાચારી અને દેશભક્તોનો આત્મયાગ ,સંસ્કૃતિનો વિનાશ ને

પરસંસ્કૃતિનો વિજય—આ ૮૦૦ વર્ષનો કરુણ ઇતિહાસ અને આ નિરાશાજનક સમયમાં આશાનું એક જ કિરણ તે આયરીશોની દેશભક્તિ ને વ્યવસ્થિત ઉત્સાહ

આ કિરણે જે બળનું સ્વરૂપ લીધું તે "સીનફીન" તેણે જાહેર જીવનનાં દરેક અંગ સ્વીકાર્યાં તેણે યુનીયનીસ્ટો ને સ્વાતંત્ર્યવાદીઓને આકર્ષ્યા શાંત અવરોધથી માંડીને બળજોરીના ત્રાસ સુધી રાજકીય વિગ્રહના દરેક સ્વરૂપ તેણે સ્વીકાર્યાં અને સૈકાઓની લાખો નિરાશામાં સ્વાતંત્ર્યની અમર આશા સેવનાર આયર્લેંડ આ છેલ્લા શસ્ત્રને પ્રતાપે થ્રીઈશ રાષ્ટ્ર સમમાં સ્વતંત્ર રાષ્ટ્ર બની રહ્યું મહાયુદ્ધ પછી અંગ્રેજોએ સ્વીકારેલી વિશાળહૃદયી મુત્સદ્દીપણાને પરિણામે તેણે રાષ્ટ્રીય સ્વાસ્થ્ય મેળવ્યું આઠસે વર્ષના પ્રયત્ન પછી રાષ્ટ્રીયતાનો વિજય થયો જેણે વિધાતાએ નીરાળું રચ્યું હતું તે નીરાળું જ રહ્યું અને જે અંગ્રેજી સત્તા તેની સંસ્કૃતિનો વિનાશ સાધતી હતી તેને તેણે એવી બદલી નાંખી કે પણ ઇંગ્લાંડે ભિન્ન સંસ્કૃતિઓના સ્વાસ્થ્યપર જ સામ્રાજ્ય રચવાની ભાવના સ્વીકારી

સીનફીનની આ પ્રવૃત્તિની જીવનરેખા દોરવાનો પ્રયત્ન રા મગળદાસે કર્યો છે જેમ અંગ્રેજી અમેરીકન ને ફ્રેંચ વિપ્લવ, ઇટાલીની પુનર્ઘટના અને સંયુક્ત જર્મનીની સ્થાપનાના ઇતિહાસની જરૂર છે તેટલી જ આયરીશ સ્વાતંત્ર્ય યુદ્ધના ઇતિહાસની જરૂર છે આ પુસ્તક લખી ગુજરાતી ઇતિહાસ સાહિત્યમાં રા મગળદાસે આદરણીય વધારો કર્યો છે.

પચગની
વૈશાખ સુદ પાંચમ ૧૯૮૧ } કનૈયાલાલ મુનશી



# “અમારું તે અમારા માટે

અથવા

# આયર્લાંડનું ‘સીનફીન’

આયર્લાંડનો મામલો થોડા સમયપર ઘણો જ ગંભીર બની ગયો હતો. ત્યાંથી દરરોજ ખુનામરકીના તારો આવતા હતા. આયર્લાંડના લોકોના મોટા ભાગે તેમને મળેલા અનુભવથી તદ્દન નક્કી કર્યું હતું કે ઈંગ્લાંડ કોઈ દિવસ તેમને છૂટાપણું આપશે નહીં, અને જો કાંઈ પણ મેળવવાનો રસ્તો હોય તો અંગ્રેજીમાં જેને ‘ગુરીલા વોરફેર’ કહે છે તે જ છે. ‘ગુરીલા વોરફેર’ એટલે નાસભાગ કરતા રહી છુપી રીતે અવારનવાર સામી બાજુના માણસો પર હલ્લા કરવા તે. આ રસ્તો ઘણી પ્રજાઓએ પોતાના દેશની રાજસત્તા સામે અમલમાં મૂકયો છે. એ એક જાતનું બહારવટું છે. લોકોને એમ કરવાનું કારણ એટલું જ કે જ્યારે દેશના વહીવટ કરનારાના બળની સામે સીધેસીધું લડવાનું જોર ન હોય ત્યારે આવી મારામારી કરી તેને સતાવવા અને હેરાન કરવા અને તેમ કરી તેની પાસેથી જે દાદ મેળવાય તે મેળવવી. આવી જાતની લડાઈ જો કે ઘણી વાર આગળ થઈ છે, પણ આયર્લાંડની અંદર જેમ થોડા વર્ષપર ચાલ્યું હતું તેમ મોટા પાયાપર બીજે ચાલ્યું હોય અથવા લોકોના મોટા ભાગનો તેને આવો સબળ ટેકો મળ્યો હોય એવું જાણવામાં આવ્યું નથી. આવી જાતની ‘ગુરીલા વોરફેર’ કરનારી આયર્લાંડમાં એક ટોળી ઉભી થઈ હતી જેને ‘સીનફીન’ને નામે ઓળખવામાં આવતી હતી.

તે વેળા ‘સીનફીન’ બોલ રોજ વંચિવામાં આવતો, અને તેનો અર્થ શો છે તે અને તેને લગતી બીજી વિગતો જાણવાને લોકો સામાન્ય રીતે ઘણી ઇચ્છા દર્શાવતા. એ બાબત પર કંઈ ઘણાં પુસ્તકો લખાયાં નથી અને એને માટે એક ચોપડી બહાર પડી છે, તે ઘણી જાણવા જેવી વિગતો આપે છે. ‘સીનફીન’નો સાધારણ અર્થ તો એવો કે “અમારું તે

અમારે માટે." એને માટે એક ઘણી સારી વાર્તા કહેવામાં આવે છે સ્વ બળપર આધાર રાખવો તે જ સ્વતન્ત્રતા મેળવવાની કુંચી છે અને એ મુદ્દાપર એક રાષ્ટ્રીય ચળવળનો પાયો રચવાના વિચારથી કેટલાએક એવા વિચારના લોકો એક આઇરીશ સાક્ષર પાસે એક જુગતું નામ શોધી આપવા માટે ગયા. તેણે તેમને એક વાર્તા કહી: "એક માણસે પોતાના નોકરને એક ઘોડો આપી તેને કોઇએક મેળામાં વેચવા મોકલ્યો. નોકરે તે ઘોડો વેચ્યો, અને ત્યાર બાદ કેટલેક દિવસે શેઠને ઘેર પાછો આવ્યો. પાછો ફર્યો ત્યારે તે થાકી ગયેલો હતો, પણ આનંદમાં દેખાતો હતો જ્યારે એને પાડોસીઓએ પૂછવા માંડ્યુ કે, ભાઈ, તું ક્યાં ગયો હતો' ત્યારે કંઈ પણ જવાબ આપવાને બદલે તે બોલ્યા કરતો હતો: 'સીનફીન,' 'સીનફીન.' આવા ચતુર જવાબનો તરજુમો કરવો અશક્ય છે. પણ જે લોકોએ એ જવાબ સાભલ્યો તેઓ એમ સમજ્યા કે એ એક કુટુંબની બાબત તે કુટુમ્બે વિચારવાની છે આ વાતનો સાર એ કે, જેમ કુટુંબની બાબત કુટુમ્બે વિચારવાની છે અને નક્કી કરવાની છે તે જ પ્રમાણે એક દેશની બાબત તે તે દેશના લોકોએ જ વિચારવાની છે અને નક્કી કરવાની છે' આ વાત સાભળીને નાયકો પાછા આવ્યા, અને પરાયા દેશના લોકો આપણું રાજ્ય બધારણ નક્કી કરે, આપણે ક્યાં ફાયદો છે અને ક્યાં નુકશાન છે તેનો નિર્ણય કરે અને આપણા દેશની અદરની બાબતમાં માથુ મારે એ તદ્દન બેહુદુ છે, એ વિચાર આ નવી ટોળીએ લોકોમાં પ્રસરાવ્યો.

આ જ સૂત્ર ઉપર તે વેળાના ઇંગ્લાંડના વડા પ્રધાન અને બીજા પંડિતો વારવાર જર્મની સાથના યુદ્ધ પ્રસગે લાંબાં લાંબાં ભાષણો કરતા હતા અને બીજા દેશોના લોકોને પોતાના પક્ષમાં રહેવાને લલચાવતા હતા, પણ જ્યારે લડાઈ બધ થઈ ત્યારે એ સૂત્રને અભરાઈપર ચઢાવ્યુ અને એ ભાષણોથી અજાયલી અને ભોળવાયલી પ્રજાને હસવા લાગ્યા ઉપલુ સીનફીનનું સૂત્ર તદ્દન સાદી સમજપર રચાયલુ અને સેહેલાઇથી સમજાય એવું છે. લોકસમૂહ મોટા યા નાના ટોળાઓમા વહેચાયલો હોય છે દરેક ટોળાને પોતાની ખાસ બાબતો અને ખાસ હિતોપર વિચાર કરવાનો હોય છે. દરેક ટોળુ પોતાના લાગતા વળગતા સવાલોપર પોતે જ સૌથી સરસ વિચાર કરી શકે છે અને તેનો નિર્ણય પણ કરી શકે છે. તેઓનો નિર્ણય બધાને

ઘસદ ન આવે એ બનવા જોગ છે બહારનાઓને એ બાબતો પર વિચાર દર્શાવવાનો હક્ક છે, પણ આડે આવવાનો યા હરકત નાંખવાનો કોઈ પણ જાતનો હક્ક નથી દરેક પ્રજાના આવા સ્વભાવસિદ્ધ હક્કમાં આવી જ જાતનો હક્ક ભોગવતી બીજી પ્રજાઓના હક્કને લીધે જે ઓછાપણું આવે તેટલુ જ આવવુ જોઇએ, એના કરતા વધારે નહીં.

'સીનફીન'ના સ્થાપકોને દેશસ્થિતિ એવી માલમ પડી કે, તેને માટે તેમને જે ઉપાય સૂઝયો તે જ ઉપાય સૌથી કારગત છે એમ લાગ્યુ અત્યાર સુધી રાજ્યદ્વારી છૂટાપણુ મેળવવાને માટે જે મહેનતો આય રીશોએ કરી હતી તેમાં હાનિ અને નિષ્ફળતા જ મળી હતી. કળ બળથી છૂટાપણુ મેળવવાના પ્રયત્નોમા કઈ વળ્યુ નહોતું ૧૮૪૮ અને ૧૮૬૭ માં જે અનુભવો તેઓને મળ્યા હતા તેથી એ લોકોની ખાત્રી થઈ હતી કે પશુબળથી છૂટાપણુ મેળવવાની તજવીજ કરવી એ કેવળ અશકય અને મૂર્ખાઈ ભરેલુ છે. 'સીનફીન'ના એક મોટા ઉપાસકે લખ્યુ છે કે, 'અમે એમ માનીએ છીએ કે બેતાળીસ લાખ શસ્ત્ર વગરના આઇરીશો લડાઇના મેદાનમાં બ્રિટીશ રાજ્યની સામે ટકી શકીએ નહીં. જેવી મજબુતીથી અમે એમ માનીએ છીએ કે ૮૦ આઇરીશો બ્રિટીશ આમની સાભામા ૬૦૦ બ્રિટીશોની સામે ટકી શકે એમ નથી તેટલી જ મજબુતીથી જો અમે ઉપલુ માનતા ન હોઇએ તો અમારે માટે લાયક જગ્યા તો દીવાનાશાળા જ ગણાય '

મહાત્મા ગાધીજી પણ પશુબળની સામે છે તેમણે સાફ કહ્યું છે કે, હુ એમાં બીલકુલ માનતો નથી અને માનતો હોઉ તોપણ એનો હાલની સ્થિતિમાં અત્રે ઉપદેશ યા ઉપયોગ કરવો એ ચોખ્ખુ દીવાનાપણું છે, હિંદુસ્તાનની નિ શસ્ત્ર પ્રજા બ્રિટીશ લશ્કરના પગતળે જરા વારમાં કચડાઈ જાય આઇરીશ પ્રજાના નેતાઓને જેમ પશુબળ નકામુ લાગ્યુ તેમ કાયદાસરની ચળવળ પણ તેની જ લાગી પ્રજાને ન્યાય આપવો જોઇએ, પ્રજાને ફલાણી બાબત જરૂરની છે, પ્રજાને ફલાણી બાબતમા ઉદારતા દેખાડવી જોઇએ, આવી આવી જાતની ઘણી દલીલો ઘણી વાર અધિકારીઓ તરફથી કરવામાં આવી છે અને બ'ધી પાણીમાં ગઈ છે. આઇરીશ સભાસદોએ દરેક સવાલને દરેક બાજુએથી તપાસી આમની સભામા ન્યાય મેળવવાને અથવા

કોઈ વચલો માર્ગ કાઢવાને રજુ કર્યો હતો પણ આસ્તે આસ્તે તેઓની એવી ખાત્રી થતી ગઈ કે, અગ્રેજી પાર્લામેંટ પાસેથી કશુએ મેળવવાની આશા રાખવી ફોકટ છે શુ આવો વિચાર હિંદુસ્તાનમાં આસ્તે આસ્તે નથી પ્રસરતો દેખાતો ? આજે આપીશ, કાલે આપીશ, હોળીને દહાડે આપીશ, દીવાળીને દહાડે આપીશ, પણ મુદ્દાની બાબતમા તો બેઠા જ્યાનં ત્યા જ છે કેટલાએ વર્ષોથી હિંદની પ્રજા કાયદેસરના દરેક પગલા ભરી પોતાની ખરેખરી માગણીઓ માટે અરજ કરતી આવી છે આમા ઘણે ભાગે નિષ્ફળતા અને નિરાશા મળી છે કાયદેસર ચળવળમા વળે નહિ, પશુ બળમા કઈ વળે નહીં, ત્યારે કરવુ શુ ? એવી મૂંઝવણમા આવી પડેલી પ્રજાની નિરાશામા કઇક આશા દેખાતી હોય તો તે કેટલાકોને મહાત્મા ગાંધીજીએ સૂચવેલા અસહકારના માર્ગે ચાલવામા અને કેટલાકોને લોકમાન્ય તિલકના દર્શાવેલા આઘાત–પ્રત્યાઘાતાત્મક સહકારમા દેખાય છે

આઇરીશ ભાષાની દશા પણ હિંદની ભાષાઓ જેવી જ થઈ હતી સને ૧૮૩૧ મા ઉઘાડે આયર્લેંડમા 'રાષ્ટ્રીય' કેળવણીની પદ્ધતિ ચાલુ કરી આ પદ્ધતિએ ઓગણીસમી સદીનો અત આવતા પોતાનુ કામ પાર પાડ્યુ તે પદ્ધતિને લીધે આયર્લેંડના લોકો પોતાની જુની કળા અને કેળવણી ભૂલી ગયા આ પદ્ધતિ દાખલ કરનારાઓ ભલા વિચારના અને અત કરણપૂર્વક તેમા માનનારા હતા તેઓ માનતા હતા કે આથી લોકોની એક નબળાઈ દૂર થશે અને તેમને ફાયદો થશે તેઓના હિસાબે અજ્ઞાનતા તે જગલીપણું અને શરમભરેલી ચીજ હતી, પણ આ અજ્ઞાનતા એટલે શુ ? અગ્રેજી વાચી લખી અને બોલી ન શકવુ એટલે જ શુ અજ્ઞાનતા ? આઇરીશ લોકોને હિન્દીઓની પેઠે જ્ઞાન મેળવવાનો ઘણો જ શોખ છે, અને આ રીતે જ્યારે જ્ઞાન તેમના બારણે આવીને બેઠુ ત્યારે પછી તો જોઇએ જ શુ ? અગ્રેજ રાજ્યકર્તાઓએ અગ્રેજી ભાષાના પ્રસાર માટે બધી સગવડ કરી આપી અગ્રેજીનુ જ્ઞાન વધે માટે એવાં પગલા ભર્યા કે કોઇને પણ મનમા કઈ શક ન આવે કેથોલીકોના વડા પાદરીને કેળવણીની પચમા જગ્યા કરી આપી, કેથોલીક પાદરીઓને શાળાઓ ચલાવવામાં ભાગ આપ્યો પણ આ બધી અગ્રેજી કેળવણીને માટેની કાળજીનુ ફળ એ આવ્યુ કે આઇરીશ છોકરાઓમાથી રાષ્ટ્રીય લાગણીઓ અને

ખાસીયતો નીકળી ગઈ. અંગ્રેજી ભાષા શાળાની ભાષા થઈ, દેશની ભાષા થઈ. આયર્લૅંડની ભાષા કુટુંબમાં અને સાધારણ વપરાસની ભાષા તરીકે રહી. આયર્લૅંડના લોકોને ઇતિહાસ ભૂલી જવાયો નિશાળોને માટે મુકરર થયેલી ચોપડીઓમાંથી રાષ્ટ્રીય અને સ્વદેશ ભક્તિ પોષનારા એકએક વાક્યને સભાળીને, સાચવીને કાઢી નાંખવામા આવ્યુ હતુ, જ્યારે 'બ્રિટીશ' કહેવડાવાના હક્કની મોટાઇનો પાઠ બરાબર ગોઠવવામાં આવ્યો હતો આ વાત વાંચીને દુનીઆની ઘણી પ્રજાએ અજાયબ થશે હિન્દુસ્તાનની પ્રજા તો બીલકુલ અજાયબ થશે નહીં, હિંદુસ્તાનના લોકોને તો આપવીતીનુ ચોખ્ખુ દૃશ્ય, પ્રતિબિંબ ઉપલા હેવાલમા જણાશે

જ્ઞાન આપવાની લાચ એ મોટામા મોટી લાચ છે લોકોને તે વખતે આ લાચથી પોતાપણાનુ કેવુ સત્યાનાશ વળશે એની ખબર નહોતી અંગ્રેજીનુ જ્ઞાન પ્રાપ્ત થયુ કે સર્વ જ્ઞાનની દરેક કુચી હાથ લાગી એમ લાગ્યુ, અને આ કહેવાતી 'પ્રગતિ' આપનારી ભાષાની વૃદ્ધિથી અસલની જાતીય ભાષાનો કચ્ચડઘાણુ નીકળી ગયો આર્ચબીશપ મેકહેલ જેવા થોડાક દુરદેશી આદમીઓએ ભાવિમા રહેલો ભય જેયો અને તે ભયને દૂર રાખવાને કોશિશ કરી, પણ ફોકટ સામાન્ય પ્રજાને તો કઈ ખબર જ પડી નહીં પોતાની માતૃભાષાના અલોપ થવા પછી જ લોકોને ખબર પડી કે તેમની માતૃભાષા ગઈ છે જતી તો દેખાઈ જ નહીં લોકોનુ ધ્યાન તે વખતે બીજી બાબતો પર ચોંટી રહ્યુ હતુ રાજદ્વારી છૂટાપણુ, રાજદ્વારી સમાનતા અંગ્રેજો પાસેથી કેમ મેળવવી તેમા તેમનુ ધ્યાન લાગી રહ્યુ હતુ, અને જેને અંગ્રેજી આવડતું હોય તેઓ જ આ લડત ચલાવી શકતા, તેઓ જ લડનની અંગ્રેજી પાર્લામેંટમાં જઈ બેસી શકતા તેથી દેશના હક્કોને માટે જેને લડત ચલાવવી હોય તેણે અંગ્રેજી જાણવુ જ જોઇએ એવી સ્થિતિ ઉભી થઈ

કેળવણી ખાતાંની બોર્ડપર ટીકાઓ થતી, પણ તે ટીકાઓ ચાલુ કેળવણીમા ધર્મશિક્ષણનું તત્વ ઓછુ છે તેને માટે જ હતી, અને નહીં કે તેમા બીજી ખોડો માટે અથવા તો રાષ્ટ્રીય લાગણીનું નિકદન કહાડનારી આ કેળવણી છે તેને માટે. ચાલુ કેળવણીમા ધર્મશિક્ષણનું તત્વ ઓછુ છે અને તેને વધારવુ જોઇએ એ વાતને લઇને કેથોલીકો કહેવા લાગ્યા કે,

અમારા ધર્મની પદ્ધતિનું શિક્ષણ આપવું જોઇએ. આમ ઝઘડો વધ્યો, મારામારી વધી. લોકાએ નિશાળો બાળવા માંડી, રાયફલ કલબો ઉઘાડી, અને માથાં ભાંગવાનાં પણ શરૂ થયાં. ખ્રીસ્તી મત માનનારી એક પ્રજા કૅથોલીક અને પ્રોટેસ્ટંટ એવા બે ભાગમાં વહેંચાઈ ગઈ, અને દરેક ભાગ પોતપોતાના બાઇબલ માટે લડ્યો.

આયર્લૅાંડમાં રાજ્ય કરતી બ્રિટીશ સત્તાએ આ ઝઘડામાં કંઈ ભાગ લીધો નહીં, તટસ્થ રહી. હિન્દમાં જેમ હિન્દુ અને મુસ્લમાનો લડે છે તેમ તે બન્નેને લડવા દીધા. બ્રિટીશોની એક રીત છે કે ધર્મની બાબતમાં માથુ મારવું નહીં આયર્લૅાંડની પ્રજા લડી મરી. અત્યાર લગી જે આયર્લૅાંડના લોકોમાં ઐક્ય હતું તે જતું રહ્યું. આયર્લૅાંડવાસી દેશભક્તો દેશમાં ઐક્ય થાય અને વધે તેને માટે મથન કરતા હતા તેમનું કામ ધુળ મળી ગયું'

અંગ્રેજી ભાષા આયર્લૅાંડની શાળાઓમાં દાખલ થયા પછી બાસઠ વર્ષ એટલે સને ૧૮૯૩ માં 'ગેએલીક લીગ' નામનું એક મંડળ સ્થપાયું. 'ગેએલીક' એ આયર્લાન્ડની લોકભાષાનું નામ છે. આ મંડળ 'ગેએલીક' ભાષા મોતની અણીપર આવી હતી ત્યારે જ સ્થપાયું હતું. ડા. ડગલસ હાઇડના દેશભક્તિના ઉત્સાહનું આ પરિણામ હતુ આ મંડળમાંથી રાજદ્વારી બાબતો દૂર રાખવામાં આવી હતી. આ મંડળમાં પક્ષાપક્ષી જેવું કંઇ હતું નહી. આ મંડળનો ઉદ્દેશ આયર્લૅાંડની ભાષા, આયર્લૅાંડની સગીતકળા, અને આયર્લૅાંડના હુન્નરને ઉન્નત દશા ઉપર લઈ જવાનો હતો. આ મંડળની અંતર સભામાં કૅથોલીક પાદરીઓ અને પ્રોટેસ્ટન્ટો પણ હતા. આ મંડળે આયર્લૅાંડની ભાષાને પાછી સજીવન કરી એટલું જ નહી, પણ એ પણ બતાવી આપ્યું કે દેશભક્તિને કારણે જૂદા જૂદા મતના અને અભિપ્રાયો ધરાવનારા આયર્લૅાંડવાસીઓ પોતાના વચ્ચેનો મતફેર ભૂલી જઈ શકે છે અને દેશનું હિત વધારી શકે છે. આ મંડળ રાજદ્વારી બાબતથી તદ્દન અલગ રહ્યું. આ મંડળે આયર્લૅાંડના લોકજીવનમાં એવું ઉત્તમ કાર્ય કર્યું છે કે 'ગેએલીક લીગ,' ને મોટામાં મોટી ઉથલપાથલ કરાવનારી ચળવળ તરીકે ઇતિહાસકારો કબુલ કરશે. આ મંડળે આયર્લૅાંડના લોકોની નૈતિક, ધાર્મિક અને માનસિક શક્તિમાં મોટો વધારો કર્યો. આ 'ગેલીક લીગ'નો એક મુખ્ય મુદ્દો એ હતો કે, આયર્લૅાંડના લોકોએ સ્વભાષાપર ધ્યાન આપવું જોઇએ અને નહીં કે તેને ભુલી જવી જોઇએ.

હિંદુસ્તાનમાં તો પ્રણ્યાઓ પોતાની 'માતૃભાષા ભૂલી ગયો છું' એમ મગરૂરીથી જાહેર કરે છે; પત્રવ્યવહાર અને સરનામાં અંગ્રેજીમાં કરે છે, અને પોતાના જાતભાઈ અને દેશભાઇઓને મોટાઈ બતાવવા અંગ્રેજીમાં જ વાત સંભળાવે છે. કેટલાક તો સામાન્ય વિચારો પણ અંગ્રેજી શબ્દોના પ્રયોગ વિના સમજાવી શકતા નથી. હિંદના લોકનાયકોમાંના ઘણા હિંદની કોઈ પણ ભાષામાં હિંદના લોક આગળ ભાષણ કરી વા બોલી શકતા. નથી. સામાન્ય રીતે હિંદના લોકનાયકો પરભાષામાં પારકા લોકના ચોરેલા વિચારો પોપટજીની માફક બોલી જાય છે, અને એ વિચારો જીલ્લાનો જનસમાજ તો સમજી જ શકતો નથી. ભાષા પરાઈ એટલે વિચારો પણ પરાયા. પોતાને માટે વિચાર કરવાનું પણ તેથી ઘણું ઓછું થઈ ગયું છે. અને હિંદના લોકોને માટે શું સારું છે, ફાયદાકારક છે તે પરદેશીઓ, જેમ નાનાં બચ્ચાંને દુધની શીશીથી દુધ પવાય છે તેમ ભણાવે છે, તેમને ગળે ઉતારે છે, અને જે દેશી જેમ વધારે જલદીથી તે ગળે ઉતારે છે તેની પરદેશીઓ વધારે જોરથી પીઠ થાબડે છે અને મનમાં હસીને કહે છે કે કેવું સરસ આજ્ઞાંકિત બચ્ચું! એવાં મોટાં આજ્ઞાંકિત બચ્ચાંઓ અને નોકરો માટે પરદેશી વહીવટદારોએ ટાઇટલો અને ચાંદમાનની ઉપાધિઓ કાઢા-ડેલી છે! અંગ્રેજો હિન્દીઓને કહે કે તમે તમારું પોતાનું શું છે તે હજી સમજતા નથી અને તેથી સ્વરાજ માટે લાયક થયા નથી તેમાં કાંઈ નવાઈ નથી.

સીનફીન એક રાજદ્વારી મંડળ તરીકે સને ૧૯૦૫ની સાલ પહેલાં હસ્તિમાં નહોતું, જો કે એના પ્રચારને માટે ઘણી ચીજો એવી બની અને બનતી હતી કે તેને માટે રસ્તો સાદો અને સીધો બનતો જતો હતો. આ ચળવળની શરૂઆત સાહિત્યમંડળોની સ્થાપનાથી થઈ. એ મંડળોએ પોતાના પોષણને માટે 'યંગ આયર્લાંડ'ના નામની ચળવળનાં તત્વોમાંથી કંઇક વિચારો લીધા હતા. એ મંડળોએ કંઇક વિચારો મીસ એલીસ મીલીગનના 'શાનવાન વોકટ'ના એક સાહિત્યવિષયક અને રાજદ્વારી ચોપાનિયામાંથી લીધા હતા. એ ચોપાનિયાનો ઉદ્દેશ આયર્લાંડ આઇરીશ લોકોને માટે છે એવું ફેલાવાનો હતો. સીનફીન પક્ષોનો દાવો એ છે કે આઇરીશ એક એકત્ર પ્રજા છે અને આયર્લાંડ તે પ્રજાનો દેશ છે અને તે દેશ તે પ્રજાને માટે

હોવો જોઇએ, એ પ્રજા અને દેશ સ્વતંત્ર હોવાં જોઇએ. આ જાતનો દાવો જો કે આગળ બીજી મંડળીઓએ અને આયરીશ નેતાઓએ કર્યો હતો, પણ આવો સચોટ, ચોખ્ખા શબ્દોમાં કર્યો ન હોતો. સને ૧૮૪૮ અને ૧૮૬૭ ના અનુભવપરથી ઉપર લખ્યું છે તે પ્રમાણે સીનફીનના ચાલકોની ખાત્રી થઈ હતી કે પશુબળમાં કંઈ વળે એવુ નથી, જો કે બાહુબળ વાપરવામાં કંઈ ખોટુ નથી, એવુ તો તેઓ માનતા હતા અને માને છે. સને ૧૯૦૬માં સીનફીનના એક મુખ્ય નેતાએ લખ્યું કે 'આયર્લાંડ આજે ઈંગ્લાંડને લડાઇના મેદાનમા હરાવવાને અશક્ત છે તેથી અમે સીનફીનની નીતિના ઉપાસક છીએ.' જોન ડેવોયે ન્યુ યોર્કથી સને ૧૯૧૧ માં લખ્યું કે, 'હું કોઈ રીતે પણ આયર્લાંડના લોકો જેઓ નિઃશસ્ત્ર અને તાલીમ વગરના છે તેઓને ઈંગ્લાંડની સામે લડાઇમાં ઉતરવાની સલાહ આપીશ નહીં, કારણ કે એ લડાઇમાં નિરાશા જ હોય, સીનફીનના નેતાઓ કંઈ મહાત્મા ગાંધીજીની માફક પશુબળમાં નહિં માનનારા નહોતા. પણ સ્વરાજ કે સ્વતંત્રતા મેળવવા માટે બાહુબળ વાપરવામા અનીતિ કે ઈશ્વરના કાનુનની વિરુદ્ધ કે અન્યાય છે એવુ પણ તેઓ માનતા નહોતા. પશુબળમાં કંઈ ફત્તેહ મળે નહિં અને નાહકના લોકો માર્યા જાય અને છુટાપણાનો છાંટો પણ પામે નહિં માટે જ પશુબળ અજમાવવુ નહિં એવી સલાહ તેઓ આપતા હતા. મહાત્મા ગાંધીજીનો ઉદ્દેશ કેટલા ઉંચા પાયાપર રચાયો છે તેની આપરથી હિંદના લોકોની અને હિંદના વહીવટદારોની ખાત્રી થશે.

સીનફીન મંડળી કંઈ શરુઆતથી જ પ્રજાસત્તાક તંત્રના મતની હતી નહીં. શરુઆતમાં તે તદ્દન કાયદેસરની અને રાજબંધારણ પૂર્વકની ચળવળમાં માનનારી ટોળી હતી અને તેને લીધે કેટલાક કામદાર પક્ષના નેશનલીસ્ટોનો તેને ટેકો ન હતો. ૧૮૯૯ ની સાલમાં 'યુનાઇટેડ આયરીશમેન' નામનુ છાપુ મી૦ આર્થર ગ્રીફીથ નામના પુરુષે કાઢવુ શરુ કર્યું ૪ થી માર્ચ ૧૮૯૯ થી તે ૧૪ મી એપ્રીલ ૧૯૦૬ સુધીની તેણે હૈયાતી ભોગવી. તે એક સાપ્તાહિક છાપુ હતુ. તેની આ સાત વર્ષની જીંદગી દરમ્યાન તેના ૨૩ અંકો પોસ્ટ ઓફીસમાં પકડાયા અને જપ્ત થયા હતા અને સને ૧૯૦૦ મા એ પત્ર ત્રણ વખત સરકારે બંધ કર્યું હતુ સને ૧૯૦૫ માં સરકારની પોલીસે છાપનારને ધમકી આપી હતી કે, જો છાપુ બંધ નહિ કર-

વામાં આવે તો એના પર કામ ચલાવવામાં આવશે, અને સને ૧૯૦૬ ની સાલમાં છાપનારને એટલું બધું કરજ થઈ ગયું કે છાપું સ્વયં બંધ પડ્યું. પણ તે બંધ પડે તે પહેલાં સીનફીન ચળવળની ફતેહમંદીથી તેણે શરુઆત કરાવી આપી હતી. સ્વતંત્રતા મેળવવાને તો રાજસત્તાનાં જુલ્મો વેઠવાને, તે જુલ્મોને સહન કરવાને સર્વેએ આનંદથી તૈયાર થવું જોઇએ; મહાત્મા ગાંધીજીનો ઉપદેશ વાજબી છે કે હિન્દીઓએ અસહ્ય દુઃખો ખમીને પણ દેશસેવા બજાવવી જ જોઇએ, દુઃખો ખમ્યા વગર કંઈ દેશનાં દુઃખો ઓછાં થાય નહિં. મજકુર છાપાએ 'ગેલીક લીગ'ના કામને મદદ કરી. સ્વદેશી ઉદ્યોગ, સંગીત અને રમતગમતને સબળ ટેકો આપ્યો. આયર્લૅંડના ખનિજ ભંડારની, તેની રેલ્વેની, જળમાર્ગે વ્યવહાર કેમ વધારાય વિગેરેની એ છાપાએ ખબર પૂરી પાડી; લોકોના દેશ છોડી જવાથી દેશને થતા નુકસાનોનું વર્ણન કર્યું. એ છાપાના અધિપતિ મી૦ ગ્રીફીથે લખ્યું હતું કે, એક જ રસ્તે ચાલવાથી કંઈ વળવાનું નથી, તેમ જ એક જ રસ્તે ચાલવું એ કંઈ જુદા જુદા વિચારો ધરાવતાં જુદા જુદા મંડળોથી બની શકે નહીં.

એક ટોળી જે બ્રિટનની પાર્લામેંટમાં જઈ ત્યાં લડી આયર્લૅંડને માટે સ્વરાજ મેળવવા માંગતી હતી, તેણે તે કામ ચાલુ રાખી પાર્લામેન્ટમાં એવી સ્થિતિ ઉભી કરવા માંડી કે સ્વરાજ મળે. બીજી ટોળી જે રીતસર સત્યાગ્રહ કરી લોકમાં કાયદાને માટે તિરસ્કાર ઉપજે એવી લાગણી ઉભી કરવા મથતી હતી તેણે તે કામ ચાલુ રાખી બ્રિટનનું ઉપરીપણું નામનું જ રહે અને સ્વરાજ બ્રિટનની પાસેથી મળે તેવુ કર્યું. 'યુનાઇટેડ આઇરીશમેન' છાપાની નીતિ આ બીજી જાતની ચળવળને ટેકો આપનારી હતી. ત્રીજી નીતિ એ હતી કે જ્યારે ઈંગ્લાંડ યુરોપ ખંડમાં બીજાં રાજ્યો સાથે લડાઇમાં ગુંથાય ત્યારે આયર્લૅંડ તે વખતનો લાભ લેવો. હિન્દુસ્તાનમાં પહેલી ટોળીને મળતી ટોળી હતી અને હજુ છે. તેને બ્રિટીશ ઈન્સાફમાં વિશ્વાસ છે, તેને બ્રિટનના નિઃસ્વાર્થપણામાં વિશ્વાસ છે, તેના પર જાલીઆનવાળા બાગની કત્લથી કંઈ અસર થઈ નથી. ઉમરાવની સભામાં થયેલી તકરારથી તેની કંઈ આંખ ઉઘડતી નથી. તેના આવા અગાધ વિશ્વાસથી અંગ્રેજોનો તેનાપર સામો વિશ્વાસ છે કે, એ ટોળી જો હાથમાં રહી તો બાકીના હિંદીઓ જખ મારે છે. અવારનવાર જો એ ટોળીની

પીક થાબડી એ ટોળીની માંગણીમાંથી રૂપીએ એક પાઈ નવાજેસ કરીશ કે થયું. ઉપર જણાવેલી બીજી ટોળીના જેવી ટોળી હિંદમાં બીલકુલ નથી. 'યુનાઇટિડ આઇરીશમેન'ની દેશભકિતનો મુદ્રાલેખ એવો હતો કે, 'આયર્લાંડ ઘણું જીવો, (બ્રિટનનું)મહારાજ્ય જહન્નમમાં જાવ.'

સને ૧૮૪૮માં ફ્રાંઝ ડીક નામના એક હંગરીવાસીએ હંગરીની પ્રજાને ઓસ્ટ્રીઆની રાજસભામાં (ડાએટમાં) પોતાના પ્રતિનિધિ નહીં મોકલવાની જ સલાહ આપી હતી. આથી હંગરીને ઘણો ફાયદો થયો હતો અને ઓસ્ટ્રીઆના લોકપર ઘણી અસર થઈ હતી. તે વખતથી એક તાબેદાર પ્રજા પોતાની ઉપરી પ્રજાની સભામાં જો પોતાના પ્રતિનિધિને ન મોકલવાનું ઠરાવે તો તેને 'હંગેરીઅન પોલીસી'ને નામે ઓળખવામાં આવે છે. સને ૧૯૦૨ માં આયર્લાંડમાં આવી જ ચળવળ શરૂ થઈ હતી.

મી૦ આર્થર ગ્રીફીથે 'યુનાઇટિડ આઇરીશમેન'માં આ બાબતપર લખવા માંડ્યું. આ લખાણોનો અને બીજાં ભાષણોનો અને ચર્ચાનો સારાંશ એ હતો કે બ્રિટિશ પાર્લામેન્ટમાં આયર્લાંડના પ્રતિનિધિઓ મોકલવાથી કંઈ વળવાનું નથી. ખાલી ચર્ચા થયાં કરશે; ત્યાં અંગ્રેજોની મોટી બહુમતી હોવાથી આયર્લાંડને લગતી દરેક બાબતમાં તે લોકો આઇરીશોને હરાવશે; માટે આવી રીતે ખાલી મહેનત કરવા કરતાં પાર્લામેંટની બાહેરજ કામ કરવું. મી૦ ગ્રીફીથને, એક હાથપર પાર્લામેન્ટવાળી ટોળી જે એમ માનતી હતી કે, પાર્લામેન્ટમાં પ્રતિનિધિ નહિ મોકલીએ તો દેશનું બધું ઉંધું વળી જશે તેની સાથે અને બીજા હાથપર પશુબળ વાપરવાની હિમાયત કરનારી ટોળી જે આવી 'હંગેરીઅન પોલીસી'ને નાના બચ્ચાંની રીસાઈ જવાના જેવી નાદાન અને નિર્માલ્ય માનતી હતી તેની સાથે લડવાનું હતું. પહેલાં તો આ વિચારોએ કંઈ લાંબો પ્રચાર કર્યો નહીં, પણ ૧૯૧૯ની વરણીમાં આયર્લાંડે ૭૩ સભાસદો વરી કાઢ્યા. તે બધા જ સીનફીનવાદી હતા. આમાંનો કોઈપણ લંડનની પાર્લામેન્ટમાં બેઠો જ નહીં. કેટલાક તો બેસે તેવી સ્થિતિમાં જ નહોતા, કારણ કે તેઓ જેલમાં સહેલ કરતા હતા. તેઓએ પોતાની પાર્લામેન્ટ 'ડાલએરીની' ઉભી કરી.

સને ૧૯૦૬ માં 'સીનફીન'ના નેતાઓ ખાલી વિચાર કરતા, ચર્ચા અટક્યા અને વ્યવહારુ રીતે કામ કરવું શરૂ કર્યું. કાયદાની હદમાં

રહી એવું કામ કરવું કે જેથી સો વર્ષના જુના 'યુનીઅન એક્ટ'ની રુએ જે આયર્લાંડ હંમેશાં ઇંગ્લાંડપર આધાર રાખનારૂં જ અને પરતંત્રતાની જુસરીમાં પડ્યું રહે એવી સ્થિતિમાં હતું તેમાંથી તેને મોકળું કરી શકાય. એ લોકોએ એમ કહ્યું કે, આપણું પહેલું કામ તો એ છે કે આપણે દેશના વહીવટના એવાં ખાતાં હાથ ધરવાં જોઇએ કે જેનાથી આયર્લાંડના હિતને મોટામાં મોટું નુકશાન થતું હોય તે અટકાવી શકાય. તેમની પેહેલી નજર જ કેળવણી ખાતાંપર પડી. આ બાબત સમજવી સેહેલ છે. જ્યારે અંગ્રેજી પ્રજા કોઈ દેશને તાબે કરે છે ત્યારે પરાજિત લોકોના દેશમાં જાણે શુંએ મોટો સુધારો કરતા હોય, શુંએ જિતાયલી પ્રજાપર મહાભારત ઉપકાર કરતા હોય, શુંએ કબજે આવેલી પ્રજાને જબરજસ્ત નવાજેસ કરતા હોય એમ અંગ્રેજીનું શિક્ષણ પહેલું દાખલ કરે છે. તાબે થયેલી પ્રજાને લખાણો લખી, ભાષણો કરી ખુબ સમજાવવામાં આવે છે કે તમારી સામાજિક વ્યવસ્થા, તમારા ધર્માદિ, તમારી માતૃભાષા તદ્દન કાટ ખાઈ ગયેલાં છે, ઓગણીસમી અને વીસમી સદીમાં ચાલતા વિચારોને દર્શાવવાને તદ્દન નાલાયક છે, તમારી ભાષામાં, ધર્મમાં ખાલી વહેમની અને ગપગોળાની વાતો લખેલી છે; અંગ્રેજી ભાષા ભણશો તો તમને બધી જાતના જ્ઞાનની કુચી હાથ લાગશે, તમારું છૂટાપણું પાછું ધીરે ધીરે કેમ મેળવવુ તે સમજવાને તમારો જુનો ઇતિહાસ ભૂલી જઇ અમારો જુનો ઇતિહાસ વાંચવાની સરળતા થશે અને વેપારમાં પણ તમારો કાચો માલ અમને આપી અમારો પાકો માલ ખરીદી વાપરવામાં પણ સરળતા થશે. આ સલાહમાં કંઇક સચ્ચાઇનો અંશ હશે ખરો, પણ આ સલાહ કંઈ તાબે થયેલી પ્રજાના ભલાને જ માટે અપાતી નથી; આ સલાહમાં રહસ્ય ઘણું ઊંડું છે. અંગ્રેજી ભાષાને માટે માન વધે એટલે અંગ્રેજોની પ્રતિષ્ઠા વધે; પોતાની માતૃભાષાને માટે તિરસ્કાર આવે એટલે શરણે આવેલી પ્રજા પોતાને માટે હલકુ માનવા માંડે, તેની સ્વમાનની લાગણી ઘસાતી જાય, અને અંગ્રેજી પ્રજા ઉંચી ને પોતે નીચા એમ માનવા માડે. આવી સ્થિતિ થાય એટલે અંગ્રેજોને રાજ્ય કરવું સહેલુ થઈ પડે, રાજ્ય ચલાવવામાં પોતાને દેશથી પોતાના જાતભાઇઓને સહેલથી લાવી શકાય અને હલકાં કામ માટે હિન્દી મેહેતા, મુનીમો મુત્સદ્દીઓ વિગેરે જોઇએ તે સહેલાઇથી મળે, કારણ કે મોટા પગારની

ઉંચી જગ્યાઓ તો અંગ્રેજોને માટે ખાસ રોકી રાખવી જ જોઇએ, નહિં તો બાપડી શરમ આવેલી પ્રજાનું નખ્ખોદ નીકળી જાય અને દફતરો માટે દૂરથી આવેલા દફતરોના પગાર વિના ભૂખે મરી જાય  વળી પરભાષામાં ગડીવટ ચાલતો હોવાથી લોકોનો મોટો ભાગ રાજ્ય કરનારા મુત્સદ્દીઓ શું કરે છે તે લોકો જાણી ન શકે તેની પણ સરળતા થઈ જાય છે  આવી જાતની મગજની સ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે તેને અંગ્રેજીમાં 'સ્લેવ સાઇકોલોજી' એટલે ગુલામોના જેવી મનોવૃત્તિવાળી સ્થિતિ એમ વર્ણવવામાં આવે છે  આવી સ્થિતિમાં જ્યારે પ્રજા આવી પડે છે ત્યારે તે પ્રજાને ઉંચી દશાએ લઈ જવાનું ઘણું મુશ્કેલ થઈ પડે છે  આવો મનોવ્યાપાર એવો જ થઈ જાય છે કે જે પુરુષો પ્રજાને છૂટાપણું મળે અને તેની દશા ઉન્નત થાય તેટલા માટે, અંગ્રેજી શીખવામાં જીંદગીનો મોટો ભાગ વ્યર્થ ન ગુમાવતા પોતાની માતૃભાષામાં જ્ઞાન મેળવી ખપજોગું અંગ્રેજી શીખવું એવી સલાહ આપવા માટે તેમને દેશના ખરા હિતના દુશ્મન તરીકે ઓળખાવવામાં આવે છે  હિન્દમાં કેળવણી એટલે અંગ્રેજી ભાષાનું જ્ઞાન એવો અર્થ થઈ પડ્યો છે અને તેને લીધે બાપડા વિદ્યાર્થીઓને મહા મુસીબતે બાળપણ અને યુવાવસ્થા ગુમાવીને પરભાષા અંગ્રેજી શીખવા મહેનત કરવી પડે છે અને તેને લીધે પૂરેપૂરી માતૃભાષા આવડતી નથી  ઘણાને તો પરભાષા પર કાબુ બીલકુલ આવતો જ નથી અને ખરું જ્ઞાન મેળવવું બહુ મુશ્કેલ થઈ પડે છે અને મળે છે તે બહુજ કાચું મળે છે  હિન્દના સુવિખ્યાત કવિ ડા રવીન્દ્રનાથ ટાગોરે એમના એક લખાણમાં એમ સ્પષ્ટ કહ્યું છે કે અંગ્રેજીના પ્રચાર અને માતૃભાષાના લગભગ બહિષ્કારથી હિંદીઓની પોતાની ભાષામાં વિચાર કરવાની શક્તિ જતી રહી છે  અને તેને લીધે કોઈ પણ મહાન વિચારો, કાવ્યો વિગેરેને નામે મીંડુ જ વળી ગયું છે  તેથી હમણા જે શિક્ષણ પદ્ધતિ  છે તેને તદ્દન ફેરવી નાખવી જોઇએ  હાલ તો અંગ્રેજી ફરજીયાત અને માતૃભાષા મરજીયાત છે તેને સ્થાને માતૃભાષા ફરજીયાત અને અંગ્રેજી ભાષા મરજીયાત હોવી જોઇએ

જ્યારે 'શીનફીન વાળાઓએ જોયું કે અંગ્રેજીનું શિક્ષણ દાખલ કરવાથી કેટલું અને કેવું ગંભીર નુકશાન આયર્લાંડને થયું છે ત્યારે તેમણે તે બાબત સર્વથી પહેલી હાથ ધરી  એ લોકોએ એવી શિક્ષણપદ્ધતિ દાખલ

કરીકે જે આયર્લૅંડની જરૂરીઆતો અને ખાસીયતોને અનુસરે અને જેથી રાષ્ટ્રીય મગરૂરી પેદા થાય અને લોકો દેશના ખેતીવાડી, ઉદ્યોગ અને રાજ્ય કારોબારમાં બરોબર ભાગ લઈ શકે. વહીવટદારો શું કરે છે તે લોકો જાણી શકે.

બીજી બાબત જે એમણે હાથ ધરી તે આયર્લૅંડના વ્યાપાર અને ઉદ્યોગની હતી. આયર્લૅંડની બૅન્કોમાં તો પાંચ કરોડ પૌંડ આયર્લૅંડના લોકના જમે પડેલા હતા. આ દોલત આયર્લૅંડની પ્રજાએ પોતે બચાવેલી હતી. આ દોલત અંગ્રેજી જામીનગીરીઓમાં રોકવામાં આવી હતી, એટલે માયર્લૅંડની આવી મોટી દોલતનો ઉપયોગ ઈંગ્લાંડની પ્રજા કરતી .. આયર્લૅંડની પ્રજાને તો વ્યાજ મેળવવાનો હક્ક નસીબમાં હતો. વી મોટી દોલતમાંથી ઉપજના મોટા નફા નસીબવંતા અંગ્રેજી વેપા-મો ભોગવતા હતા. બેન્કો ઓફ આયર્લૅંડે તો દક્ષિણ આફ્રિકાની લડાઈ મ્યાન અંગ્રેજ સરકારને પૈસા વગર વ્યાજે ધીર્યા હતા! આટલું યાદ ખવાની જરૂર છે કે જ્યારે આયર્લૅંડના લોકો દક્ષિણ આફ્રિકાની લડા-ી સામે હતા ત્યારે બૅંક ઓફ આયર્લૅંડ વગર વ્યાજે અંગ્રેજ સરકારને ાણાં ધીરતી હતી. અંગ્રેજ સરકારને નાણાં વગર વ્યાજે મળે અને ાયર્લૅંડના ઉદ્યોગ નાણાં વગર વા ખાય એવું પણ બન્યું હતું. આ બધું ણવા છેક આયર્લૅંડ સુધી જવું એ વ્યર્થ મહેનત કરવા બરોબર છે. માપણા હિંદ દેશમાં જ ક્યાં એવું બન્યું નથી? અહીંઆંની બૅંકો હિંદી-મોને નાણે અંગ્રેજ વેપારીઓને અને વેપારને અને અગ્રેજી માલને ક્યાં ત્તેજન આપતી નથી? હિન્દનાં નાણાં લંડનના વેપારીઓને ઓછા વ્યાજે ક્યાં મળતાં નથી અને હિન્દમાં નાણાં માટે ક્યાં બૂમ પડતી નથી? અને ઈંગ્લાંડનો માલ હિન્દમાં સસ્તો વેચાય અને હિન્દી માલ સાથે હરીફાઈ કરે તેનાં માટે ક્યાં સવડો થતી નથી? અંગ્રેજ વ્યાપારીઓને હિંદી સરકાર ઉત્તેજન આપે, હિંદની રેલ્વેઓ સગવડ કરી આપે, અને હિન્દી બૅંકો નાણાંની જોગવાઈ કરી આપે. હિંદના મોટા મોટા ઉદ્યોગો, વ્યાપારો અંગ્રેજો અને અંગ્રેજી કમ્પનીઓના જ એકલાના હાથમાં છે, એનું રહસ્ય ઉપલું વાંચીને સહજ સમજાશે. જ્યુટ(શણ)નો વ્યાપાર અંગ્રેજોને હસ્તક, ચાહનો વ્યાપાર અંગ્રેજોને હસ્તક, રૂનો વ્યાપાર ઘણે ભાગે અંગ્રેજ કમ્પનીઓને હસ્તક; સોનાની ખાણોનો વ્યાપાર અંગ્રેજોને હસ્તક; ઘાસ-

તેવના કૂવાઓ અંગ્રેજોને હસ્તક, લોખંડની ખાણો તાતા કંપનીના હાથમાં ખરી, પણ તાતા કંપનીના મોટા અમલદારોમાં અંગ્રેજો! અને કારખાનામાં પણ અંગ્રેજો! અનાજની નિકાશનો વેપાર પણ અંગ્રેજોને હસ્તક! વીમા કંપનીઓનો મોટો ભાગ પણ અંગ્રેજી! દરિયાપાર માલ લઈ જવાને અંગ્રેજી આગબોટો અને દરિયાપારથી માલ લાવવાને અંગ્રેજી આગબોટો! અલબત્ત ઉદ્યોગો અને વ્યાપારોને માટે જે મજુરો, કલાર્કો વિગેરે જોઈએ તે હિંદી, કારણ કે તે વગર ચાલે નહીં પણ હિન્દુસ્તાનના લોકોના કરોડો રૂપિયા ઇંગ્લાંડની બેન્કોને ઓછે વ્યાજે ધીરવામાં આવે છે તે પણ ક્યાં અણજાણીતું છે? પાર્લામેન્ટમાં તેના સવાલો થયા છે અને સ્ટેટ સેક્રેટરીએ તેના જવાબો આપેલા છે પાર્લામેંટમાં એમ ખુલ્લેખુલ્લું કહેવામાં આવ્યું છે કે હિન્દને માટે જે માલની ખરીદી સરકાર દ્વારા થાય છે તેમાં ૯૫ ટકા અંગ્રેજી માલની ખરીદી થાય છે મી૦ એકવર્થના કમીશને બતાવ્યું છે કે અન્યત્ર સસ્તો માલ મળતો હોય તો પણ અંગ્રેજી માલ વધારે પૈસા આપીને ખરીદાય છે ખુદ ઇંગ્લાંડનું લડાઈ ખાતું હિન્દને બેવડા દામે યુદ્ધની સામગ્રી પૂરી પાડી નફો ખાવામાંથી રહી જતું નથી અંગ્રેજી પાર્લામેંટમાં કોન્ઝરવેટીવ ટોળીએ તો કહ્યું જ છે કે હિન્દનો કબજો ઇંગ્લાંડના નાણાવટી, વાહાણવટી અને કારખાનાવાળાના લાભ માટે છે

અજબ જેવી એક વાત એવી છે કે આયર્લાંડના સ્ટોક એક્સ્ચેન્જ એટલે શેર બજારપર પણ સરકારનો કાબુ હતો આયર્લાંડના કોઈ પરગણામાં કોઈ ઉદ્યોગ ઉભો થાય અને શેરો કાઢી કંપની નીકળે તો તેનો ભાવ આ બજારમાં બોલાવાનું ભુલી જવાતું, અને શેરો સહેલાઈથી મેળવી યા વેચી શકાય નહિં એટલે નાણું રોકનારા પોતાના દેશની કંપનીના આવા શેરો ખરીદવા તરફ વળે નહીં, એટલે એ ઉદ્યોગ એની મેળે જ કરમાઈ જાય સીનફીનવાળાઓએ આયર્લાંડની બેન્કોપર દબાણ ચલાવવા વિચાર કર્યો મોટી કંપનીઓ અને વગવાળા આઇરીશ નાયકોએ આયર્લાંડની બેન્કો પર દબાણ કરી તેમને એમ સમજાવ્યું કે તમે પૈસા દેશનું ભલું થાય તેમ રોકો, અને જો તમે નહિં સમજો તો તમારે ત્યાંના ખાતાં બંધ કરવાને લોકોને સમજાવવું પડશે આ વાંચીને હિંદીઓને એક વિચાર ઉદ્ભવશે કે હિંદમાં અનેક પરદેશી બેન્કો છે કે જેમાં હિંદીઓના લાખો રૂપિયા

પડેલા છે તો તે બેન્કોને સમજાવવું કે એ રૂપિયાનો ઉપયોગ હિંદીઓના ઉદ્યોગવેપાર વધે એમ વાપરવા. એ રૂપિયા કંઈ અંગ્રેજ વેપારીઓના ભલા માટે યા સરકારને સગવડ કરી આપવા માટે જ નથી. હિંદુસ્થાનની સરકારો કલકત્તાની, મુંબઇની અને મદ્રાસની ત્રણ ઇલાકેદાર બેન્કોને ભેગી કરી એક આખા હિન્દની શાહી બેન્ક કાઢી છે તેનો વહીવટ આયર્લાંડની બેન્કના જેવો ન થાય તેની કોઈ ખાતરી નથી. કોને ખબર છે કે જેમ આયર્લાંડની બેન્કના કરોડો પૌંડો ઇંગ્લાંડને વગર વ્યાજે વાપરવાને મળ્યા હતા તેમ આ મોટી શાહી બેન્ક હિંદના કરોડો રૂપિયા ઘસડી જઈ ઇંગ્લાંડની સગવડ સાચવશે નહિં ?

બીજી મુસીબત આયર્લાંડની રેલ્વેની હતી. શું હિંદુસ્થાનમાં રેલ્વે હિંદીઓના ફાયદાને, ભલાને માટે, તેમની ઉન્નતિને માટે દાખલ કરવામાં આવી હતી ? બીલકુલ જ નહિં. હિન્દીઓના લાભ અને સગવડો તો ગૌણ સવાલ છે, ન છૂટકાના પ્રશ્નો છે. રેલ્વેથી એક પરતન્ત્ર પ્રજાપર રાજ્યનો કાબુ વધારે સારી રીતે સાચવી શકાય છે એ સૂત્ર કઈ અંગ્રેજોને ખબર નહોતું એમ નથી નવો દેશ હાથ કર્યો, પછી તે હિંદુસ્થાન હોય કે મેસોપોટેમીઆ હોય, પાલેસ્ટાઇન હોય કે સુદાન હોય, ફળદ્રુપ હોય, કે ઉજ્જડ વેરાન હોય પણ પોતાની સત્તાને મજબુત કરવાને, નીભાવવાને તાર અને રેલ્વેની સૌ પેહલી જરૂર છે. બીજું, તે દેશનો કાચો માલ મોટા પાયાપર પોતાને દેશ લઈ જવો હોય અને તેમાંથી પાકો માલ બનાવી તે જ દેશને પાછો આપવો હોય તો પણ રેલ્વે ઘણી જ અગત્યની છે. ત્યારે શું રેલ્વે દાખલ થયા પછી તેનો વહિવટ, તેનું નાણાં પ્રકરણ વગેરે હિંદીઓના લાભ સાચવીને, તપાસીને, અથવા તો ધ્યાનમાં રાખીને ચલાવવામાં આવતું હતું યા છે ? બીલકુલ નહિં. આ અભિપ્રાય કઈ ઉદ્દામ પક્ષના બેજાફરેલ પુરુષના સરકારની સામે બખાળા કાઢવા માટે નથી, પણ અંગ્રેજી રાજ્યના એક મોટા સ્થભ રૂપ અને મોડરેટોની ટોળીના એક અગ્રસના નાયક હાલના સર દીનશા વાચ્છા સાહેબ જ્યારે લોકો તરફથી સિંહ ગર્જના કરતા હતા ત્યારે તેમણે રેલ્વેપર એક નિબંધ લખ્યો હતો તેમાં આપેલો હતો. દાખલા શોધવા લાંબે જવું પડે તેમ નથી. વહાણવટાના ઉદ્યોગને તોડી પાડવા માટે રેલ્વે કંપનીઓ જે ભાવ માલ લાવલેઇજા કરવા માટે ઠરાવે છે તે જુઓ અને

જ્યાં વહાણોની હરીફાઈ થઈ શકે તેમ નથી ત્યાંના નૂરના ભાવ જુઓ. અમદાવાદથી દીવાસગી આગ્રે કે દિલ્હી લેઈ જવાનો ભાવ અને મુંબઈ ત્રણસો માઈલ વધારે દૂર હોવા છતાં મુંબઈથી પરદેશી માલ દિલ્હી કે આગ્રા લેઈ જવાનો ભાવ જુઓ. કોના લાભ માટે રેલ્વે કંપનીઓ નૂરના ભાવ સરકારની છાયા નીચે નક્કી કરે છે? રેલ્વે કંપનીઓ ત્રીજા વર્ગના મુસાફરો પાસે ભાડા લે છે અને કમાણી કરે છે. ત્રીજા વર્ગના મુસાફરોને અને તેમને સગવડો કેટલી આપે છે તે જુઓ, અને પહેલા અને બીજા વર્ગના યુરોપી મુસાફરો માટે જે કાળજી અને સુખસગવડો આપે છે તે જુઓ, યુરોપીયો કે યુરેશિયનો માટે ખાલી ડબ્બા દોડે, ત્યારે હિન્દીઓ બકરાં પેરે સિંચાઈ જાય તે જુઓ. રેલ્વેની મુસાફરીમાં હિંદીઓ સાથે યુરોપીઓ કેમ વર્તે છે તેનો દાખલો મી૦ હસન ઇમામવાળો એક સ્થાલિપુલાક ન્યાયે વિચારવા જેવો છે. કોની રેલ્વે, અને હાડમારી અને અપમાન પરદેશીઓને હાથે કોણ ભોગવે છે?

આ બાબતોમાં હમેશની સ્થાપી હિંદની પ્રજાનો કદીએ વિચાર કરવામાં આવતો નથી જે લોકો રેલ્વેની સર્વે બાબતોને માટે જોખમદાર છે તેઓને મનથી હિન્દના લોકો તો હિસાબમાં જ નથી, વિચારમાં લેવા લાયક જ નથી અરે, એટલા બધા હિસાબમાં નથી કે કોઈ એમ માને કે તેઓના મનથી હિન્દના લોકો હસ્તીમાં જ નથી તેઓની હાજતો અને ઇચ્છાઓ તેમના સુખ અને સગવડ, તેમની ફરિયાદો અને દુ:ખો તેમની સૂચનાઓ અને માગણીઓ કંઈ વિચારવામાં આવતી જ નથી જ્યારે જ્યારે આ બાબતો પર તેમનું ધ્યાન ખેંચવામાં આવે છે ત્યારે બહેરા જેટલું સાંભળે તેટલું તેઓ સાંભળે છે જવલે જ કોઇક બાબતમાં જ લોકોનું સંભળાય છે, અને ત્યારે પણ ઉપરચોટીયું અને તે પણ વર્ષો સુધી ચાલુ ચળવળ કર્યા પછી જ જેમ કર ભરનારાઓ લશ્કરનો ખર્ચ પુરો પાડવા માટે જ જીવે છે એમ મનાય છે તેમ જ રેલ્વેની બાબતમાં ત્રીશ કરોડની મોટી પ્રજા કે જેના વગર ખુબ કમાતી અડધોએક 'ડઝન' રેલ્વેઓ ભાગ્યે એક ટકો પણ કમાઈ શકે તેને માટે પણ એમ જ મનાય છે પણ 'ઉંચી' જાતના રેલ્વેના અમલદારોના લાભ માટે, લશ્કરની ખીલવણી માટે અને પરદેશી વેપારીઓના સુખ અને સગવડ અને તેમની જરૂરીયાત અને હાજતો પુરી પાડવા

માટે જ રેલ્વેઓ છે એમ મનાય છે. આ પરદેશી વેપારીઓનું ભલું થાય તે બાબત સૌથી વધારે અગત્યની છે એમ હિન્દની રેલ્વેઓના ઇતિહાસપરથી સ્પષ્ટ દેખાય છે. તેમના વહીવટના વાર્ષિક રીપોર્ટપરથી એ પૂરવાર થઈ શકે એમ છે. પરદેશી ફોર્ડ કંપનીની મોટરો લાહોર લઈ જવા માટે આખી માલગાડી મળી શકે, પણ હિન્દના વેપારીઓને માલગાડાં મળી ન શકે! પૂનાની ઘોડદોડની સરતો માટે ઓછા દરની ગાડી પાસ બાંધીને દોડાવી શકાય, પણ લોકોને ઓછા દરની ગાડીઓ અને ડબ્બાઓ ન મળે! રાજ્યના કોઈ પણ બીજા ખાતાં કરતાં રેલ્વેમાં ગોરાઓના લાભ અતિશય સંભાળથી જળવાય છે અને ખુબ જોસથી વધારાય છે. વેપારધંધામાં પડેલા યુરોપીઓ ફક્ત પોતાની હાજતો જ પોતાની ચેમ્બરો અને છાપાઓદ્વારા ચર્ચવે છે અને પછી તેમને જે જોઈતું હોય તે આપ્યંદે મળ્યા વગર રહેતું જ નથી.

આ રેલ્વેની બોલબાલાથી હિંદને ખુણેખાંચરેથી કાચો માલ ભેગો કરી યુરોપ સેહેલાઈથી અને સસ્તામાં લઈ જઈ શકાય છે, અને ત્યાંથી તે જ માલનો બનાવેલો પાકો માલ પાછો લાવી હિંદમાં મોંઘે ભાવે વેચી શકાય છે. હજારો ટન તેલનાં બીઆં હિંદથી જાય છે. હજારો ટન તેલ યુરોપથી હિંદ આવે છે. હજારો ટન હિંદી જનાવરોનાં ચામડાં અને હાડકાં જાય છે અને હાડકાં ચામડાંનો માલ લાખો રૂપીયાનો હિંદ આવે છે. આવી ટીપ ઘણી લાંબી થઈ શકે એમ છે. ટુંકામાં એટલું જ કહેવાનું કે જેમ અંગ્રેજી કેળવણી હિંદમાં હિંદીઓના ભલાને જ માટે દાખલ કરવામાં આવી નથી. તેમ જ રેલ્વે પણ હિન્દીઓનાં ભલાં માટે જ ખાસ દાખલ કરવામાં આવી નથી. હિંદીઓને નુકશાન ઘણું થયું છે અને જો ફાયદો થયો હોય

તેમના મોટામાં મોટા દુશ્મન તરીકે સમજતા હતા. આયર્લાંડમાં કાચો માલ હતો. આયર્લાંડમાં લોઢું અને કોલસો હતાં. આયર્લાંડની પ્રજામાં અક્કલની કંઈ ખામી ન હતી. આયર્લાંડના લોકો ખ્રીસ્તી ધર્મ માનનારા છે, તેઓ ઈંગ્લાંડના લોકો જેવા ગોરા છે, તો પછી આમ તેમને પરતંત્રતામાં દાબી રાખવાનું કારણ ન હતું. અંગ્રેજ પ્રજા એમ કહે છે કે અમારે ગળે તો પૂર્વની પ્રજાની ધૂસરી છે; અમારે નસીબે તેમનો ભાર વહેવાનું લખાયું છે, અને સાધારણ રીતે તેને White Man's Burden 'વ્હાઇટ મૅન્સબર્ડન' એટલે ગોરા માણસની હેલપાટી તરીકે લખવામાં આવે છે. પૂર્વની પ્રજાઓ સમજે છે કે આ બોજો તે અમારી ઉચકાઈ જતી દોલતનો છે, અને નહિં કે અમારા હિતનો યૂરોપીઓ જે બોજો ઉપાડે છે તે અન્ય વર્ણની પ્રજાનાં હિતનો નથી, પણ તે પારકી પ્રજાની દોલત પોતાને ઘેર ઘસડી જવાનો અને છુનાયેલી પ્રજાને ગુલામીની બેડીમાં રાખી મૂકવાનો. આયર્લાંડની ધુસરી કંઈ ગોરા માણસની હેલપાટીમાં આવે નહિ. ત્યારે પછી આયર્લાંડના લોકો પરતંત્ર કેમ? એનું કારણ ઈંગ્લાંડમાં આયર્લાંડ વિષે અપેલાં ભાષણો પરથી સ્પષ્ટ સમજાય તેમ છે કે, જો આયર્લાંડને સ્વતંત્ર બનાવવામાં આવે તો ઈંગ્લાંડની સ્વતંત્રતા ભયમાં આવી પડે, ઈંગ્લાંડનાં રક્ષણને માટે, ઈંગ્લાંડના સ્વાર્થ માટે, ઈંગ્લાંડની સ્વતંત્રતા સચવાવા માટે, આયર્લાંડે ઈંગ્લાંડને તાબે રહેવું જ જોઇએ. આવી વાતો જ્યારે ફ્રાન્સે, અને ખાસ કરીને જર્મનીએ, ભૂતકાળમાં તાબાના લોકો માટે કરેલી અને પડોસમાં આવેલા મુલ્કોપર ઘાનત બગાડેલી અને બેલ્જીયન, પોલ, બોહીમિયન, સ્લાવ, આલ્સાશિયન આદિ લોકોના મુલ્કો પોતાને કબજે લેવાને મથન કરેલું ત્યારે ઈંગ્લાંડે હોહા કરી મૂકી તેમ કરતાં તેમને અટકાવ્યાં હતાં. પણ પોતાના પ્રસંગમાં અંગ્રેજી રાજનીતિજ્ઞો એ સર્વ ભૂલી જવાને હક્કદાર માને છે.

મી૦ ગ્રીફીથને લાગ્યું કે, આયર્લાંડના ઉદ્યોગહુન્નરને અને ખેતીવાડીને ખીલવવાનાં સર્વ સાધનો મોજુદ છે, પણ એક મુખ્ય જરૂરી બાબતની ગોઠવણ થવી જોઇએ, અને તે એ કે આયર્લાંડના ઉદ્યોગહુન્નરનું રક્ષણ કરનારી રાજનીતિ આયર્લાંડમાં હોવી જોઇએ. આ બાબત કંઈ ઈંગ્લાંડ સાંભળે નહિં, ત્યારે કરવું શું? સ્વદેશીને ઉત્તેજન આપવું એ જ. જાહેર ખાતાંઓએ આયર્લાંડમાં બનાવેલી ચીજો જ વાપરવી. બંદરપર અપાતો કર એવી રીતે

ગોઠવવો કે પરદેશમાં બનેલો માલ દેશમાં દાખલ થતો હોય તેનાપર અંકુશ પડે. આયર્લાંડની મુંડી દેશના ઉદ્યોગહુન્નરમાં રોકવી. આમાં એક પણ બાબત નવી નથી. આ બધી બાબતો હિંદમાં ઘણી ચર્ચાઈ છે. ફક્ત પરતંત્ર પ્રજાએ આ બધું રાજ્ય કરનારી પ્રજાના મજબુત વાંધા અને અડચણો દૂર કરી કેમ કરવું એ જ માત્ર સવાલ છે જર્મન પ્રજા કે જાપાની પ્રજા પોતાનું કશામાં ભલું જોય કે તરત તે પ્રાપ્ત કરવાને યોગ્ય પગલાં ભરી શકે છે. પણ હિંદ જેવી યા આયર્લાંડના જેવી પરતન્ત્ર પ્રજાએ શું કરવું? તેમ છતાં દરેક મુસ્કેલીઓમાંથી પસાર થતાં જે કંઈ બન્યું તે 'સીનફીન'વાળાઓએ કર્યું. પેહેલાં તો એક પાર્લામેન્ટ અથવા લોકસભા જેવી મંડળીની ખામી લાગી. તેટલાં માટે ૩૦૦ માણસની આયર્લાંડની પાર્લામેન્ટ સ્થાપી. આ કાઉન્સીલનુ કામ અમલમાં મુકી શકાય એવી લોકહિતની યોજનાઓ ઘડવાનું હતુ. એવી યોજનાઓ ઘડાઈ કે, જીલ્લા, તાલુકા અને કસ્બાઓની પર્ષો વિગેરેએ આયર્લાંડની લોકસભાએ રચેલી યોજનાઓનો તેમની જ્યાં સુધી કાયદાસર સત્તા પહોંચે ત્યાં સુધી અમલ કરવો, અને જ્યારે એ સત્તા ન પહોંચે ત્યારે નૈતિક અને સામાજિક દબાણથી કામ લેવું. લોકોએ આ ત્રણસો માણસની મંડળી જે સૂચવે તેને રાજીખુશીથી માન આપવાનું જ અને તાબે થવાનું જ રહ્યું. લવાદ અદાલતો સ્થાપવી અને દીવાની કજીયા અદાલતોમાં નહિં લઈ જવા અને બ્રાતૃભાવને ઉત્તેજન આપવું. આ નવી નીતિની કુચી એ હતી કે આયર્લાંડની પ્રજાએ સ્વાશ્રયી બનવુ. પરદેશી રાજકર્તાઓ મદદ કરશે તેના પર ધ્યાન આપવા કરતાં લોકો પોતે શુ કરી શકશે, કેટલું કરી શકશે, કેમ કરી શકાશે તેનાપર ધ્યાન આપવું. આ જાતની સમજણ 'ક્લબો' (મંડળીઓ) સ્થાપી તેમની શાખાઓ વધારીને લોકોને આપવાનુ શરૂ કરવામાં આવ્યું. ત્યાંની રાષ્ટ્રીય સભાએ એક એવો ઠરાવ પસાર કર્યો કે, આયર્લાંડની પ્રજાના વ્યવહાર માટે પરદેશીઓની કાયદા ઘડનારી સભાને કાયદા ઘડવાનો હક્ક નથી, પરદેશીના વહીવટને આયર્લાંડમાં સ્થાનુ નથી, અને બ્રિટીશ પાર્લામેંટના કામકાજમાં આયર્લાંડના પ્રતિનિધિઓએ ભાગ લેવામાં ડહાપણુ નથી.

૧૯૦૬ થી ૧૯૦૮ માં 'સીનફીન'ના સિદ્ધાંતોનો પ્રચાર થયો. પુસ્તકાલયો ઉઘડ્યાં, ભાષણો થયાં અને બીજી ઘણી રીતે ચર્ચા ચાલુ થઈ.

પણ આ વાત એક ઘણીજ અગત્યની છે અને તે 'સીનફીન'ના ચાલકોના ધ્યાન બહાર ગઈ નહોતી. તેઓએ આ ચળવળને એકપક્ષી થવા દીધી નહીં. તેનું રાષ્ટ્રીય સ્વરૂપ હમેશાં ધ્યાનમાં રાખતા અને તેનો અમલ કરતા. એક પણ આયર્લૅંડવાસીપર પછી તે ગમે એ પક્ષનો હોય તેના પર કંઈ આપત્તિ આવી પડે કે તરત તે સવાલને આયર્લૅંડની પ્રશ્નનો ગણવામાં આવતો. પોતાની પાસે ડહાપણનો ઇજારો છે એમ માની કામ લેવામાં આવતું નહિં જે લોકો એવી રીતે કામ લે છે તે આખરે પોતાને અને દેશને હાનિ કરે છે. સીનફીન સર્વને માટે ખુલ્લી હતી

૧૯૦૮ની સાલમાં મી૦ સી. જી. ડોલને પહેલી જ વાર 'સીનફીન' સભાસદ તરીકે પાર્લામેન્ટની ઉમેદવારી કરી. એણે હાર ખાધી અને 'સીનફીન'ને હાનિ થઈ આપરથી લાગ્યું કે ચળવળ વધારે જોસથી ચલાવવી જોઇએ 'સીનફીન' નામનું પત્ર જે અઠવાડિક હતું તેને દૈનિક બનાવ્યું તેના ચાર પાનાં હતાં તેનાં આઠ કીધાં 'સીનફીન' કોઓપરેટીવ (સહાયકારી) બેન્ક કાઢી 'સીનફીન' ટોળીએ એક કાર્યક્રમ બહાર પાડ્યો અને પોતાનો દરેક સભાસદ જે ચુંટી કઢાવવા બહાર પડે તેની પાસે સહીઓ લેવી શરુ કરી કાર્યક્રમ આ પ્રમાણે હતો (૧) દરેક ઉમેદવારે આયર્લૅંડને માટે સપૂર્ણ સ્વરાજ્યની માગણીને ટેકો આપવો, (૨) આયર્લૅંડના ઉદ્યોગનો બચાવો કરવો, (૩) આયર્લૅંડને માટે એલચી મડળ ઉભુ કરવુ અને વેપારી વહાણો બાંધવાં, (૪) દેશની જમીનની આંકણી અને આપણી કરવી, (૫) દેશની ખનીજ વસ્તુઓની ખીલવણી કરવી, (૬) આયર્લૅંડની રાષ્ટ્રીય બેન્ક સ્થાપવી, (૭) આયર્લૅંડનો શેર બજાર સ્થાપવો, (૮) આયર્લૅંડની દીવાની સનદી નોકરી સ્થાપવી, (૯) રાષ્ટ્રીય લવાદીની કોર્ટો સ્થાપવી, (૧૦) રાષ્ટ્રીય વીમા કપનીઓ કાઢવી, (૧૧) માલ લાવલઇજાનાં સાધનોનો અને મચ્છી પકડવાના વેપારનો કબ્જો રાષ્ટ્રીય હોવો જોઇએ, (૧૨) કેળવણી આપવાની રીતિમા સુધારો કરવો, (૧૩) નિર્ધનોને માટે બાંધેલાં ઘરો કાઢી નાંખવા, (૧૪) જાહેર મડળોમાં આયર્લૅંડની ભાષા મુખ્ય ભાષા તરીકે ધીમેધીમે દાખલ કરવી. આ ઉપરાંત તેઓએ બ્રિટીશ પાર્લામેન્ટનુ ઉપરીપણું કબુલ નહી કરવાની કબુલાત આપવી, બ્રિટીશ તીજોરીને જે ચીજોના વપરાસથી કર ભરે ફાયદો

પતા હોય તે બીજાનો વપરાસ બંધ કરવો, અને આયર્લાંડના લોકોએ બ્રિટીશ સૈન્યમાં જોડાવું નહીં.

આ કાર્યક્રમ બહુ મોટા ટોળાઓ થઈ પડ્યો. તે સેહેજે ગળે ઉતર્યો નહી, તેને ટેકો મળ્યો નહી; દૈનિક છાપું સુઈ ગયું. લોકોની લાગણીની તીવ્રતા આ બાબતસર ઓછી થઈ ગઈ. સને ૧૯૦૮ થી લગભગ બે વર્ષ 'સીનફીન'નાં નબળાં ગયાં. સને ૧૯૧૦ માં 'સીનફીન' નામના પેપરે જાહેર કર્યું કે મી૦ જોન રેડમંડ કે જેને આયર્લાંડને માટે બ્રિટીશ પાર્લામેન્ટ પાસેથી 'હોમરુલ' મેળવવાની ઘણી આશા હતી તેને જે કરવું ઘટે તે કરવું. તેમના કાર્યમાં કોઈ જાતની અડચણ નાખવામાં નહી આવે. ૧૯૧૩ની સાલમાં મળેલી ચુંટણીમાં 'સીનફીન' મંડળીએ કંઈ ભાગ લીધો નહીં. તેથી કરીને જે જાતનું હોમરુલ ઇંગ્લાંડની લીબરલ ટોળી મી૦ રેડમંડની ટોળીને આપવા માગતી હતી તેને માટે પોતાના માથાપર કંઈ જોખમદારી રહે નહી અને તેનાપર છૂટથી ટીકા થઈ શકે. આ વખતે ચુંટણીમાં તેણે કંઈ ભાગ નહી લીધો તેમાં કંઈ સીનફીનરોએ ભોગ આપ્યો નહોતો. ભાગ લીધો હતે તો કંઈ વળતે નહી. લોકોની વૃત્તિ લીબરલોના હોમરુલ તરફ વધતી જતી હતી ત્યારે સીનફીનરો સ્વતંત્રતાની વાતો કરતા હતા. 'ગેલીક લીગ'ને એ લોકોએ કહ્યું કે, કામ હવે આગળ ચલાવો. આયર્લાંડના લોકોએ આયર્લાંડની લોકભાષા પાછી બોલતાં શીખવુ જોઇએ. જો રાષ્ટ્રીય સ્વરાજ્ય જોઇતુ હોય તો આમ કરવાની જરૂર છે. ઇંગ્લાંડ અને અમેરીકાની એ મોટી અંગ્રેજી ભાષા બોલતી પ્રજાઓ વચ્ચે જો આયર્લાંડની ભાષાએ જીવવું હોય તો આયર્લાંડના લોકોએ પાછી તેને રાષ્ટ્રીય ભાષા બનાવવી જોઇએ. એ લોકોએ હોમરુલ માટે ચોખ્ખું કહી દીધું કે પરદેશી રાજસભા એટલે બ્રિટીશ પાર્લામેંટ જે કંઈ અમારે માટે રાજબંધારણ કરશે તે અમને સંતોષ આપશે નહી. પણ જે રાજબંધારણથી થોડોક જેટલો પણ દેશના વહીવટ-પર અમારો કાબુ વધશે તે અમે લેશુ ખરા. આ મંડળીની ઉમેદ કંઈ એક નવી ટોળી ઉભી કરવાની નહતી. ટોળીઓ તો ઘણી હતી, પણ બધી ટોળી-ઓના ઘુમરાણમાંથી એક જ અવાજ નીકળવો જોઇએ, એ તેનો હેતુ હતો, અને તે એ કે, આયર્લાંડ અને તેની પ્રજાને માટે સ્વતંત્રતા હોવી જોઇએ; આયર્લાંડ પ્રજાના કોઈ એક ભાગ યા ધર્મ માટે નહી પણ સમસ્ત આયર્લાં-

ડના લોકાને માટે છે, અને આ આયર્લાંડ કઈ ઈંગ્લાંડની બેડીથી જકડાએલું નહી પણ સ્વતંત્ર અને પોતાનું ભલું પોતાને હાથે કરવાની શક્તિ ધરાવતુ હોવુ જોઈએ. આ કામને માટે કોઈ પણ આયર્લાંડવાસીને વાંધો હોઈ શકે જ નહી, પછી તે કેથોલીક હોય કે પ્રોટેસ્ટંટ.

સને ૧૯૧૦ થી સને ૧૯૧૩ સુધી સીનફીન તદ્દન અશક્ત હાલતમાં પડી રહ્યુ. આયર્લાંડની પ્રજાની નજર બ્રિટીશ આમની સભાપર ચોંટી બેઠી હતી તે લોકો આયર્લાંડને માટે લીબરલ પાર્ટી જે હોમરુલનો ખરડો લાવી હતી તેનો શો ફેજ થાય છે તે આતુરતાથી જોતાં હતા. મી૦ રેડમંડની ટાળી શું કરે છે તે તેઓ તપાસતા હતા. આ વખતે આયર્લાંડમાં ઘણી ટાળીઓ હતી. આઇરીશ મજુર પક્ષનો ઇતિહાસ જરા જાણવા જેવો છે. પહેલા તો સને ૧૮૯૬ મા આઇરીશ સોશ્યલીસ્ટ રીપબ્લીકન પક્ષ હતો. મી૦ જેમ્સ કોનોલીએ તે ડબ્લીનમાં ઉભો કર્યો હતો. આ માણસ ઘણો જ હોંશીઆર અને સારો લખનારો હતો. 'ધી વર્કર્સ રીપબ્લીક' નામના છાપાનો તે અધિપતિ હતો આ નવી ટાળી આયર્લાંડની રાજદ્વારી બાબતોમા ભાગ લેતી હતી ૧૭૯૮ માં આયર્લાંડમાં થયેલા બળવાની યાદ કાયમ રાખવાની ચળવળમા એણે ભાગ લીધો હતો. દક્ષિણ આફ્રિકાની લડાઇમા અંગ્રેજોની સામે લડવાને એક આઇરીશ બ્રીગેડ તેણે ઉભી કરી હતી સને ૧૯૧૦ ની સામાન્ય ચુટણી પછી તેણે આયર્લાંડની રાજદ્વારી બાબતોમાં એક જુદી ટાળી તરીકે ભાગ લેવા માંડ્યો હતો. સને ૧૯૧૧ માં રાજદ્વારી અને ઔદ્યોગિક ચળવળોને જોડી દેવાની તેની માગણી ગેલેવેની કોન્ગ્રેસમાં રદ ગઈ સને ૧૯૧૨ મા આયર્લાંડનો મજુરપક્ષ ઉભો થયો હતો. એ દરેક પક્ષથી છૂટો હતો એ સ્થાપવાનું કારણ એ કે, આયર્લાંડની પાર્લામેંટ જ્યારે સ્થપાય ત્યારે તેમાં એક ખાસ પક્ષ તરીકે તે દાખલ થઈ શકે. આમ થવાની જરૂર હતી અલસ્ટરની યુનીઅનીસ્ટ ટાળી એટલે કે સર એડવર્ડની કારસનની ટાળી તો મુડીવાળાઓની ટાળી હતી અને મજુરપક્ષને તો કોઈ કાળે પણ તે અડકે નહી. આયર્લાંડના લોકધર્મની ટાળીનુ પણ તેમ જ હતું. તેને લઇને મી૦ રેડમંડની પાર્ટીની સ્થિતિ કફોડી થઈ હતી જો આયર્લાંડના મજુરપક્ષની સામે જાય તો ઈંગ્લાંડનો મજુરપક્ષ તેની સામે જાય, પણ તેની મહેરબાનીની જરૂર હતી જો આયર્લાંડના

મજુર પક્ષને ટેકો આપે તો આયર્લાંડના લોકપક્ષવાળા ખીજવાય અને તેને ટેકો ન આપે તે છતાં મી૦ રેડમંડની ટોળીએ મજુર પક્ષને ટેકો આપ્યો હતો. 'સીનફીન' ટોળીના કાર્યક્રમમાં મજુર પક્ષને જગ્યા જ નહતી. ઈંગ્લાંડ સાથના જોડાણથી ઉભા થતાં દુઃખોનાં નિવારણ માટેની જ બધી સામગ્રી તૈયાર હતી, પણ મજુરોનાં દુઃખનિવારણની કંઈ વાત કરતા નહોતા. તેનાં મુખ્ય વાજીંત્રો હડતાળોની સામે હતાં, અને આયર્લાંડનો મજુર પક્ષ ઇંગ્લાંડના મજુર પક્ષ સાથે સબંધ રાખતો હતો તે માટે તેને ઘણો જ મજબુત વાંધો હતો. સને ૧૯૧૧ માં 'ધી આયરીશ વર્કર એન્ડ પીપલ્સ એડ્વોકેટ'ના પત્રના અધિપતિ મી૦ જેમ્સ લારકીને 'સીનફીન' ટોળીની સખ્ત ઝાટકણી કાઢી હતી

સને ૧૯૧૦ માં 'આઇરીશ ફ્રીડમ' (એટલે આયર્લાંડનુ છુટાપણું) એ નામનુ એક છાપુ નીકળ્યુ. તે આઠ પેજી હતુ. અને દર પખવાડીએ નીકળતુ હતુ તેણે પોતાના મુદ્રા લેખ તરીકે વુલ્ફ ટોનના લખાણમાંથી ઉતારો લીધો હતો ત્યાનની સરકારની જુલ્મી રાજનીતિ ઉથી વાળવી, ઇંગ્લાંડ સાથેનો સબધ છૂટો કરવો અને દેશને સ્વતંત્ર બનાવવો એ એના મુદ્દા હતા આ રીપબ્લીકન ટોળીને નવેસરથી મુદ્દા જણાવવાની ફરજ એમ પડી કે, એને લાગ્યુ કે 'સીનફીન' ટોળી પાછી સને ૧૭૮૧ ની ચળવળ પર જાય છે. જ્યાં સુધી એ ટોળી ઇંગ્લાંડથી છુટા થવુ એ માંગતી હતી ત્યાં સુધી તો ઠીક હતુ, પણ એ માંગણી કરનારાઓને જતા કરવાથી એ ટોળી નબળી પડી હતી. અસલ 'સીનફીન' ટોળી કંઈ ઠગી નહી પોતાનુ કામ તેણે જારી રાખ્યુ. એ ટોળીનાં પત્રો તો લોકો વાંચતાજ રહ્યા. પણ સને ૧૯૧૦ થી એ લોકોએ ૧૭૮૨ નુ રાજબંધારણ છોડી દીધુ અને આયર્લાંડનાં રીપબ્લીકનું બંધારણ પકડ્યુ. એટલે કે રીપબ્લીકન-પ્રજાસત્તાક ટોળીએ જે એમ કહેલુ કે આયર્લાંડમાં છૂટાપણું ફક્ત એક જ સ્વરૂપ ધારણ કરી શકે અને તે એ કે આઇરીશ રીપબ્લીકનુ છૂટાપણુ તે આખરે 'સીનફીન' ટોળીને કબુલ કરવુ પડ્યુ

'વુલ્ફ ટોન ક્લબો' સ્થપાઈ અને નવી ચળવળ તે મારફતે પ્રસરી. આ ક્લબોના સભાસદોએ સોગંદ લીધા હતા કે તેઓ કેથોલીક કે પ્રોટેસ્ટંટને નામે ન ઓળખાતાં આયર્લાંડવાસીને નામે જ ઓળખાશે. જે

અંગ્રેજી સૈન્યમાં નોકરી કરતો હોય તે આ કલબોનો સભાસદ થઈ શકે નહી. 'સીનફીને' અત્યાર સુધી જે નહોતું કર્યું તે આ નવી ચળવળે હવે કરવા માંડ્યું. મજુરોના સવાલો અને મજુર પક્ષની ચળવળો હાથ ધરી જમીનને લગતા કાયદાઓ, સહકાર, કેટલાક જીલ્લાઓ કે જ્યાં વસ્તી ઘણી ગીચ થઈ ગઈ હોય તેને લગતા સવાલો વિગેરે, યુનીવર્સીટીમાં આયર્લાંડના ઉદ્યોગના સવાલોની સાથે રીતસર શીખવવા જોઈએ અને ૧૯૧૧ માં જ્યારે બેલફાસ્ટ, કોર્ક, ડબલીન વિગેરે જગ્યાઓએ હડતાળ પડી હતી ત્યારે તેણે હડતાળીઆઓની તરફદારી કરી હતી.

આમ કર્યાથી મજુર પક્ષનો જે વિરોધ 'સીનફીન'ની સામે હતો તે ધીમેધીમે ઓછો થવા લાગ્યો. અને ૧૯૧૦ માં અલ્સ્ટરે હોમરૂલ બીલ સામે પોતાનો મજબુત વિરોધ દર્શાવવો શરુ કર્યો. હોમરૂલ બીલ પાર્લામેંટમાંથી પસાર પણ થાય અને રાજાની બહાલી પણ મળે તોપણ કોઈપણ સન્જોગોમાં તેને તાબે ન થવુ એવો નિશ્ચય અલ્સ્ટરવાસીઓએ કર્યો. પ્રજાસત્તાકવાદની ટોળીએ તો જવાબમાં તરત જ કહ્યું કે, બરોબર છે; ઇગ્લાંડમાં બનાવેલા કાયદા આપણને લાગુ પાડી શકાય જ નહી, ઈંગ્લાંડના મત આપનારાઓને આપણું રાજતન્ત્ર કેવુ હોવુ જોઇએ તેનાપર મત આપવાનો હક્ક જ નથી. 'સીનફીન'ની આ નવી ચળવળે જ્યારે આયર્લાંડને માટે સપૂર્ણ સ્વતંત્ર સ્વરાજ અને દરેક ટોળીનું જોડાણ એવા બે સિદ્ધાંતો બહાર પાડ્યા ત્યારે મી૰ એચ પીયીનસન અને ટોમ્સ મેક્કાઈ જેવા કવિઓ અને સાક્ષરોનો તેને ટેકો મળ્યો. જ્યારે જુની 'સીનફીન' ટોળીએ કહ્યું હતું કે પશુબળ વાપરવુ એ બની શકે એવુ છે, ત્યારે આ નવી ટોળીએ કહ્યુ કે જો કે અમે સીધી રીતે એવી સલાહ નથી આપતા, તોપણ અમે માનીએ છીએ કે જો ઈંગ્લાંડ યુરોપી પ્રજાઓની લડાઇની અંદર ગુંચવાય તો પશુબળને ફત્તેહ મળવાનો કંઇક સંભવ છે. આ નવા વિચારોને લઇને આયર્લાંડના કેટલાક બળવાખોરો જે કોઈ ટોળીમાં જોડાતા ન હતા તે આમાં જોડાયા. મજુર પક્ષે પણ પોતાનો મુદ્રાલેખ ફીનટન લેલોરના બોલોમાં જાહેર કર્યો: 'આયર્લાંડની તમામ માલેકી, ઉપર સૂર્ય સુધી અને તળીએ પાતાળ સુધીની, આયર્લાંડના લોકોમાં રહેલી છે. એ લોકો પોતે પણું શું છે તે સમજે છે. તેમના છૂટાપણાનો રહસ્યાર્થ આ પ્રમાણે છેઃ—

'અમે આયર્લાંડમાં રહેતા આયર્લાંડવાસીઓ આ દેશ જેને અમે આયર્લાંડ કહીએ છીએ તેનો વહીવટ આયર્લાંડના લોકો હસ્તક આયર્લાંડના લોકોના લાભ માટે કરવાની છૂટ ધરાવીએ છીએ, અને બીજા કોઈ પણ લોકોને, પછી તે પોતાને ગમે તે નામે ઓળખાવતા હોય અને ગમે ત્યાંથી આવતા હોય તેઓને આજથી અને ભવિષ્યમાં આ આયર્લાંડ દેશના સામાન્ય લોક પોતાનું ભાવી સુધારવા જે પ્રયત્ન કરે તેની આડે આવવા કોઈ પણ જાતનો હક્ક યા દાવો નથી. અમે કોઈ પણ પ્રજાને, રાજાને, હાકેમોને યા બીજી પ્રજાનાં પ્રતિનિધિઓને તાબેદાર નથી.'

ગમે એટલા માંહોમાંહે વાંધા હોય, પણ યંગ રીપબ્લીકન ટોળી, ઇનડીપેનડંટ લેબર ટોળી અને 'સીનફીન' ટોળી એ ત્રણ ટોળીઓ મી૦ રેડમંડની ટોળી જે પાર્લામેંટની ટોળી એટલે પાર્લામેંટમાં જવાથી ભલું થશે એમ માનનારી ટોળી હતી તેની તો સામે જ હતા આ ત્રણે ટોળીઓએ ચોખ્ખું બતાવી આપ્યું કે, મી૦ પારનેલની પોલીસી (જે એવી હતી કે પાર્લામેંટમાં અંગ્રેજોને જ્યાં લગી આયર્લાંડને સ્વરાજ ન આપે ત્યાંસુધી કાયદા બાંધવામાં હરકત કરવી તે) ૨૧ વર્ષ લગી અજમાવી જોઈ છે અને તેમાંના દશ વર્ષ તો જે અંગ્રેજ ટોળી આયર્લાંડને માટે પોતાને લાગણી છે એમ કહેતી હતી તેને ટકાવી રાખવામાં કાઢ્યાં છે, તે છતાં હોમરૂલની તો કાંઈ ઝાંખી થઈ નથી અને તે કયા નિયમોપર આપવું તે પણ નક્કી થયું નથી. સને ૧૯૧૨ માં 'સીનફીન' ની કમીટીએ પોતાનો એકમતે પસાર કરેલો ઠરાવ બહાર પાડ્યો, કે "અમે આશા રાખીએ છીએ કે જે હોમરૂલની આશા આપવામાં આવી છે તેનો ખરડો આયર્લાંડના લોકોને સંતોષ આપનારો હશે અને તેનો સત્વર અમલ થશે. જો આયર્લાંડના લોકો તેને અસંતોષકારક ગણશે અથવા જો સંતોષકારક હશે અને જલદી પસાર નહિ થશે તો અમે દેશને સ્વરાજને માર્ગે બીજા વધારે કારગત ઉપાયોથી લઈ જઈશું." 'સીનફીન' છાપાએ ચોખ્ખું લખ્યું કે, 'પાર્લામેંટવાદી ટોળીની આ છેલ્લી તક છે, તેમને દરેક સંજોગ અનુકૂળ છે, પાર્લામેંટમાં ૧૦૦ની વધુમતી છે; ઉમરાવોની ના પાડવાની શક્તિ જતી રહી છે. જો લીબરલ ટોળી આ ખરડો ધારે છે તેને તમે હથેલીમાં નચાવી શકો તેમ છો; એ લીબરલ ટોળી જો આયર્લાંડની દુશ્મન ન હોય તો હોમરૂલનો એક સરસ ખરડો પસાર

અંગ્રેજી સૈન્યમાં નોકરી કરતો હોય તે આ કલબોનો સભાસદ થઈ શકે નહી. 'સીનફીને' અત્યાર સુધી જે નહોતું કર્યું તે આ નવી ચળવળે હવે કરવા માંડ્યું. મજુરોના સવાલો અને મજુર પક્ષની ચળવળો હાથ ધરી જમીનને લગતા કાયદાઓ, સહકાર, કેટલાક જીલ્લાઓ કે જ્યાં વસ્તી ઘણી ગીચ થઈ ગઈ હોય તેને લગતા સવાલો વિગેરે, યુનીવર્સીટીમાં આયર્લાંડના ઉદ્યોગના સવાલોની સાથે રીતસર શીખવવા જોઈએ. સને ૧૯૧૧ માં જ્યારે બેલફાસ્ટ, કોર્ક, ડબલીન વિગેરે જગ્યાઓએ હડતાળ પડી હતી ત્યારે તેણે હડતાળીઆઓની તરફદારી કરી હતી.

આમ કર્યાથી મજુર પક્ષનો જે વિરોધ 'સીનફીન' ની સામે હતો તે ધીમેધીમે ઓછો થવા લાગ્યો. સને ૧૯૧૦ માં અલ્સ્ટરે હોમરૂલ બીલ સામે પોતાનો મજબુત વાંધો દર્શાવવો શરુ કર્યો. હોમરુલ બીલ પાર્લામેંટમાંથી પસાર પણ થાય અને રાજાની બહાલી પણ મળે તોપણ કોઈપણ સંજોગોમાં તેને તાબે ન થવું એવો નિશ્ચય અલ્સ્ટરવાસીઓએ કર્યો. પ્રજાસત્તાકવાદની ટોળીએ તો જવાબમાં તરત જ કહ્યું કે, બરોબર છે; ઇંગ્લાંડમાં બનાવેલા કાયદા આપણને લાગુ પાડી શકાય જ નહીં; ઈંગ્લાંડના મત આપનારાઓને આપણું રાજતંત્ર કેવું હોવું જોઈએ તેનાપર મત આપવાનો હક્ક જ નથી. 'સીનફીન' ની આ નવી ચળવળે જ્યારે આયર્લાંડને માટે સંપૂર્ણ સ્વતંત્ર સ્વરાજ અને દરેક ટોળીનું જોડાણ એવા બે સિદ્ધાંતો બહાર પાડ્યા ત્યારે મી૦ એચ. પીયીનસન અને ટોમ્સ મેકડોનાલ્ડ જેવા કવિઓ અને સાક્ષરોનો તેને ટેકો મળ્યો. જ્યારે જુની 'સીનફીન' ટોળીએ કહ્યું હતું કે પશુબળ વાપરવું એ બની શકે એવું છે, ત્યારે આ નવી ટોળીએ કહ્યું કે જો કે અમે સીધી રીતે એવી સલાહ નથી આપતા, તોપણ અમે માનીએ છીએ કે જો ઈંગ્લાંડ યુરોપી પ્રજાઓની લડાઈની અંદર ગુંચવાય તો પશુબળને ફત્તેહ મળવાનો કંઈક સંભવ છે. આ નવા વિચારોને લઈને આયર્લાંડના કેટલાક બળવાખોરો જે કોઈ ટોળીમાં જોડાતા ન હતા તે આમાં જોડાયા. મજુર પક્ષે પણ પોતાનો મુદ્રાલેખ ફીનટન લેલોરના બોલોમાં જાહેર કર્યો: 'આયર્લાંડની તમામ માલેકી, ઉપર સૂર્ય સુધી અને તળીએ પાતાળ સુધીની, આયર્લાંડના લોકોમાં રહેલી છે. એ લોકો પોતે

[ શું છે તે સમજે છે. તેમના છૂટાપણાનો રહસ્યાર્થ આ પ્રમાણે છે:—

'અમે આયર્લૅંડમાં રહેતા આયર્લૅંડવાસીઓ આ દેશ જેને અમે આયર્લૅંડ કહીએ છીએ તેનો વહીવટ આયર્લૅંડના લોકો હસ્તક આયર્લૅંડના લોકોના લાભ માટે કરવાની છૂટ ધરાવીએ છીએ, અને બીજા કોઈ પણ લોકોને, પછી તે પોતાને ગમે તે નામે ઓળખાવતા હોય અને ગમે ત્યાંથી આવતા હોય તેઓને આજથી અને ભવિષ્યમાં આ આયર્લૅંડ દેશના સામાન્ય લોક પોતાનું ભાવી સુધારવા જે પ્રયત્ન કરે તેની આડે આવવા કોઈ પણ જાતનો હક્ક યા દાવો નથી. અમે કોઈ પણ પ્રજાને, રાજાને, હાકેમોને યા બીજી પ્રજાનાં પ્રતિનિધિઓને તાબેદાર નથી.'

ગમે એટલા માંહોમાંહે વાંધા હોય, પણ યંગ રીપબ્લીકન ટોળી, ઇનડીપેનડંટ લેબર ટોળી અને 'સીનફીન' ટોળી એ ત્રણ ટોળીઓ મી૦ રેડમંડની ટોળી જે પાર્લામેંટની ટોળી એટલે પાર્લામેંટમાં જવાથી ભલું થશે એમ માનનારી ટોળી હતી તેની તો સામે જ હતા. આ ત્રણે ટોળીઓએ ચોખ્ખુ બતાવી આપ્યુ કે, મી૦ પારનેલની પોલીસી (જે એવી હતી કે પાર્લામેંટમાં અંગ્રેજોને જ્યાં લગી આયર્લૅંડને સ્વરાજ ન આપે ત્યાંસુધી કાયદા બાંધવામાં હરકત કરવી તે) ૨૧ વર્ષ લગી અજમાવી જોઈ છે અને તેમાંના દશ વર્ષ તો જે અંગ્રેજ ટોળી આયર્લૅંડને માટે પોતાને લાગણી છે એમ કહેતી હતી તેને ટકાવી રાખવામાં કાઢ્યાં છે, તે છતાં હોમરુલની તો કાંઈ ઝાંખી થઈ નથી અને તે કયા નિયમોપર આપવુ તે પણ નક્કી થયું નથી. સને ૧૯૧૨ માં 'સીનફીન' ની કમીટીએ પોતાનો એકમતે પસાર કરેલો ઠરાવ બહાર પાડ્યો, કે "અમે આશા રાખીએ છીએ કે જે હોમરુલની આશા આપવામાં આવી છે તેનો ખરડો આયર્લૅંડના લોકોને સંતોષ આપનારો હશે અને તેનો સત્વર અમલ થશે. જો આયર્લૅંડના લોકો તેને અસંતોષકારક ગણશે અથવા જો સંતોષકારક હશે અને જલદી પસાર નહિં થશે તો અમે દેશને સ્વરાજને માર્ગે બીજા વધારે કારગત ઉપાયોથી લઈ જઈશુ." 'સીનફીન' છાપાએ ચોખ્ખુ લખ્યું કે, 'પાર્લામેંટવાદી ટોળીની આ છેલ્લી તક છે, તેમને દરેક સંજોગ અનુકૂળ છે, પાર્લામેંટમાં ૧૦૦ની વધુમતી છે; ઉમરાવોની ના પાડવાની શક્તિ જતી રહી છે. જો લીબરલ ટોળી આ ખરડો પડે છે તેને તમે હથેલીમાં નચાવી શકો તેમ છો; એ લીબરલ ટોળી જો આયર્લૅંડની દુશ્મન ન હોય તો હોમરુલનો એક સરસ ખરડો પસાર

કરવાની આ સુંદર તક છે. માટે પાર્લામેંટવાદી ટોળીએ એટલે મી૦ રેડમંડની ટોળીએ ક્યાં તો આવું હોમરૂલ મેળવવું યા તો હવે ખમી જવું'

હોમરૂલનો ખરડો બાહાર પડ્યો. જેઓ હકતે હકતે પણ સ્વરાજ લેવા ખુશી હતા તેમને પણ તે પસંદ ન પડ્યો. નાણાંપ્રકરણપર ખુબ સખત ટીકા થઈ, જો કે આયર્લૅંડમાં એક સદીથી કરોડનો બોજો ભારે છે એવી ઝુમ હતી અને સને ૧૯૦૦ માં પાર્લામેંટની કમીટીએ એ વાત કબુલ રાખી હતી, તો પણ પાછું નાણાપ્રકરણ તો એવું જ કંગાલ રહ્યું આયર્લૅંડના રાજ્યબંધારણ માટે જેજે મુદ્દાના વિષયો હતા તે તે આયર્લૅંડની પાર્લામેંટની સત્તાની બાહાર રાખવામા આવ્યા હતા

આ બીલને લોકો મશ્કરીમાં 'ગેસ અને વોટર બીલ' એટલે ગેસ અને પાણીના ખરડા તરીકે ઓળખતા. આ ખરડો એટલો નિર્માલ્ય હતો કે પાર્લામેંટવાદી ટોળીને ટેકો આપનારા પણ આ ખરડો લોકોએ કબુલ કરવો, એમ કહેતા ખચાયા 'ધી વર્કર રીપબ્લીક' છાપાએ તો ખુબ સખત લખ્યું કે, આ ખરડો તો લીબરલ ટોળી પાસેથી રડી કકળી અને માફ માગીને મેળવેલો છે યુનાઈટેડ આઈરીશ લીગ જે ગ્રેટ બ્રીટનમા હતી તેને એક ખુલ્લો કાગળ લખવામાં આવ્યો હતો તેમા લખ્યું હતું કે, તેમને (ઈંગ્લાંડમાં) એમ કહેવામા આવે છે કે, આયર્લૅંડના લોકો આ ખરડાને અમારા આયર્લૅંડ વાસી તરીકેના તમામ હક્કોને સપૂર્ણ રીતે કબુલ રાખનાર ખરડો છે એમ માને છે, પણ તે સદતર જુઠુ છે એક ભીખારીને ટુકડા મળે પણ અમને આઈરીશ મજુરોને તો એક દેશ જોઈએ છીએ 'આઈરીશ ફ્રીડમ પત્રે તો લખ્યું કે, 'Damn your concessions', we want our country' 'જહાન્નમમાં નાખો તમારી છૂટછાટને, અમને તો અમારો દેશ જોઈએ છીએ' આમની સભામા આયર્લૅંડના સભાસદોનો અંગત વિચાર ગમે તે હોય, પણ એક ટોળી તરીકે તો એ ખરડાને વળગી રહેવા બંધાઈ હતી આયર્લૅંડમાં કોઈને હજુ ખબર નહોતી કે, મી૦ રેડમંડને આટલું પણ મેળવતાં કેવી મુશ્કેલી વેઠવી પડી હતી લોકો તો ફક્ત એટલુ જ જાણતા હતા કે મી૦ રેડમંડને એ ખરડો કબુલ હતો અને તે ખરડો તદ્દન સંતોષકારક હતો પાર્લામેંટવાદીઓએ આયર્લૅંડવાસીઓનો ટેકો માગ્યો, લોકોએ તે આપ્યો નહી નેશનાલીસ્ટોએ સાફ કહ્યું કે, આયર્લૅંડના

પ્રતિનિધિઓને એક પણ રાષ્ટ્રીય માગણી છોડી દેવાની સત્તા નહોતી. આયર્લાંડને ઇંગ્લાંડના હાથ નીચેના એક દેશ કરતાં કંઈ વધારે જોઇતુ નથી યા ઇચ્છતુ નથી એવુ સ્વીકારી, હમ્મેશને માટે સ્વતંત્રતાનો દાવો છોડી દઇને પાર્લામેંટવાદીઓએ રાષ્ટ્રીય માગણીને હાની પહોંચાડી હતી અને દેશની આબરુને કલંકિત કરી હતી

પણ પાર્લામેંટવાદીઓને આ ટીકાના વાજબીપણાનો ખ્યાલ આવ્યો નહી. દેશમાં કેટલા જોશથી વિરુદ્ધ લાગણી ફેલાઈ છે તેનો બીલકુલ ખ્યાલ આવ્યો નહી તેઓ તો એમ જ સમજ્યા કે અલસ્ટરવાદી ટોળી એટલે સર એડવર્ડ કારસનની ટોળી આટલા જોસથી સામે થાય છે એટલે આટલું પણ મેળવવાને માટે લોકો ટેકો આપશે, અને આપરે ટેકો નહી આપશે તોએ શુ? તેમનુ શુ વળવાનુ છે? તેઓ શુ કરી શકશે? 'સીનફીન' ટોળીએ તો ચોખ્ખુ કહ્યુ હતુ કે તેઓ પશુબળની સામે છે જો પશુબળ વાપરવુ નહી અને બીજી કોઈ રીતે ઇંગ્લાંડના લોકોપર દબાણ થઈ શકે નહી તો કરવુ શુ? જો વાતો કરીને જ હોમરુલ મેળવવુ હોય તો વાતો કરવાની સૌથી સરસ જગ્યા બ્રિટીશ પાર્લામેંટ છે. આ વાતની સત્યતા માટે હિન્દીઓ પણ પોતાનો અનુભવ દર્શાવી શકે એમ છે. હિન્દના ભલા માટે, હિન્દીઓના ઘણા જ સાદામા સાદા હક્કના રક્ષણ માટે, લાંબા લાબા અને ઘણી જ ઉંચી ભાષામા અને ગભીર વિચારોથી ભરપુર ભાષણો ગજના ગજ ભરીને જ્યારે જરૂર પડે છે ત્યારે થાય છે, પણ જ્યારે કંઈ ખરેખરા લાભ કરવાની બાબત આવે છે ત્યારે તસુ ફાડવા પહેલાં વર્ષો વખતે નીકળી જાય છે

---

## ભાગ ૨ જો

આયર્લાંડને હોમરલ મળે તેની સામે જો કોઈ પુષ્કળ મજબુતીથી થયુ હોય, બોલ્યુ હોય, લખુ હોય તો તે આયર્લાંડમા જ આવેલા અલસ્ટર પ્રાંતમાં રહેનારા લોકો હતા તેઓનો મોટા ભાગ પ્રોટેસ્ટંટ ધર્મ માનનારો છે તેઓ કંઈ બીજા પ્રાંતના લોકો જેવા કંઈ વિચાર કરી બેસી રહેનારા ન હતા કામ કરવામા માનનારા હતા આયર્લાંડમાં સત્તરમા સૈકામા અલસ્ટર પ્રાંત અગ્રેજોને પણ છેલ્લો તાબે થયેલો. એ તાબે થયો

એટલે આખું આયર્લૉંડ કબજે આવ્યું એમ ગણાયું. અલસ્ટરના પ્રોટેસ્ટંટોમાં મોટો ભાગ જે અંગ્રેજો ત્યાં જઈ વસ્યા હતા તેમનો છે. ઘણે ભાગે તેઓ મોટા વેપારી છે; પૈસે ટકે સુખી છે, સાહસિક છે, હિમ્મતવાળા છે. એ પ્રોટેસ્ટંટોને રોમન કૅથોલીકોની ઘણી ધાસ્તી છે. એઓ બસ એમ જ માને છે કે જો આયર્લૉંડને હોમરુલ મળ્યું, સ્વતંત્ર થયું તો તેમના ભોગ લાગ્યા; તેમનાથી પોતાનો ધર્મ છૂટથી પાળી શકાશે નહી, રોમન કૅથોલીકો તેઓ પર જુલમ ગુજાર્યા વિના રહેશે નહિ. આમ ધાસ્તી રાખવાનું તેઓને એક કારણ છે. પ્રોટેસ્ટંટોએ રોમન કૅથોલીકોને જુના જમાનામાં કનડવાને કાંઈ બાકી રાખ્યું નથી. સારી જગ્યાઓપર તેમને આવવા દીધા નથી. એમને તો એમ જ લાગે કે રોમન કૅથોલીકોના હાથમાં વહીવટ આવ્યો એટલે પાદરીઓ રાજદ્વારી બાબતોમાં માથું મારશે (Priest in Politics) અને ધાર્મિક નજરે જ વહીવટ ચાલશે, અને હોમરુલ મળે તો રોમન કૅથોલીકો જેમની બહુમતી છે તેમનું રાજ થવાનું માટે હોમરુલની તો સામે જ થવુ. રોમન કૅથોલીકોથી તો છૂટા જ રહેવુ.

એમને ઘણું સમજાવવામાં આવતું કે તેમને ધાસ્તીનું કંઈ કારણ નથી આયર્લૉંડને હોમરુલ મળશે અને ફાયદો થશે તો તેમને પણ થશે, પણ સર્વ ફોકટ આયર્લૉંડના નેશનલીસ્ટોએ અને 'સીનફીન'વાળાઓએ એમને ઘણા સમજાવ્યા, વીનવ્યા, છૂટ આપવાનુ કબુલ્યુ, પ્રોટેસ્ટંટોની અલ્પ સંખ્યા છતાં વધુ સંખ્યાની બરાબર હક આપવા કબુલ્યુ, પણ કશી અસર થઈ નહી. અંગ્રેજો જેમ આઇરીશ લોકોની લાગણી સમજ્યા જ નહી અને ધાર્યુ કે એ લોકો ખાલી વાતો કરે છે, કઈ દમ નથી, તેમ આ અલસ્ટરવાસીઓને માટે પણ સમજ્યા. તેઓએ ધાર્યુ કે અલસ્ટરબાદના આયર્લૉંડ સાથે સમજુતી થતાં અલસ્ટરવાસીઓ આખરે માની જશે, સમજશે, હદ નહી કુદાવી જાય. આ બાબતમાં આઇરીશ નેશનાલીસ્ટોએ અંગ્રેજોનું ધ્યાન ખેંચ્યું કે એમની સમજ ફેર થાય છે, ધારણા ખોટી છે; કેમકે જ્યારે જ્યારે આયર્લૉંડને કાંઈ આપવાની વાત આવે છે ત્યારે એ લોકો ખુબ જોસથી સામે થયા છે. તેઓએ યાદ આપી કે જ્યારે આયર્લૉંડમાં રાષ્ટ્રીય કેળવણી ખાતું સ્થપાયું ત્યારે તેઓએ તેના જવાબ તરીકે 'ગન કલબો' (બંદુક મંડળીઓ) સ્થાપી હતી, અને આયર્લૉંડના દેવ-

લોને માટે જ્યારે કાયદો પસાર થયો ત્યારે એ લોકોએ રાણીનું તાજ લાત મારીને બોઇન નદીમાં ગબડાવી દેવાની ધમકી આપી હતી. આ જાતના લોકો કંઈ આયર્લૉંડને હોમરુલ મળે તે વખતે મુંગા બેસશે, ચલાવી લેશે, તોફાન નહી કરશે, એવી આશા રાખવી ફોકટ હતી. અલસ્ટરવાસીઓ તો જેમ જેમ હોમરુલ બીલ પસાર થવાનો દહાડો પાસે આવતો ગયો, તેમતેમ તે પસાર થશે એમ તેમની ખાત્રી થતી ગઈ અને તેમતેમ વધારે સામે થતા ગયા.

એ લોકોએ તકરાર કરવી મૂકી બંદુક, પશુબળ વિગેરેની વાતો શરુ કરી. જ્યારે એ લોકો હોમરુલ બીલની સામે થવાનાં કારણમાં રાજ્ય પ્રત્યેની વફાદારી, પાર્લામેંટની સર્વોપરી સત્તા વિગેરે આગળ કરતા ત્યારે તે જ પાર્લામેંટે પસાર કરેલો કાયદો, તે જ રાજાએ આપેલી કાયદાને બાહાલી વિગેરેને કોડીની કીમ્મતની ગણી તેની જ સામે થવાનું તેઓએ કહ્યું અને તેમ કરવાને તૈયારી પણ કરી. આ વફાદાર (!) અલસ્ટરવાસીઓએ અલસ્ટરના સ્વયમેવકોની ફોજ ઉભી કરી. એ ફોજને લડાઇના મેદાનમાં જે જે સામગ્રી વિગેરે જોઇએ તે તૈયાર કર્યાં. નિશાન માંડનારા, નિશાન કરનારા, સંદેશા લાવ લઈ જનારા, ઘાયલોને માટે ગાડીઓ, નર્સો વિગેરે તૈયાર કર્યાં લડાઈ થશે, સૈનિકો ઘવાશે માટે હાસ્પીટાલો જોઇશે તો તે પણ તૈયાર કરી. જે દહાડે ખરડો પસાર થાય અને કાયદાનું રૂપ ધારણ કરે તે જ દહાડે તે લોકોએ પોતાને માટે અલસ્ટરની કામચલાઉ સરકાર પણ ઉભી કરવાની તૈયારી કરી. અલસ્ટરવાસીઓની આ સરકાર હોમરુલ બીલ પસાર થાય તે જ દહાડે ઈંગ્લાંડના રાજાની સરકારને બદલે અલસ્ટરમાં વહીવટ ચલાવે તેની તૈયારી કરી આ વફાદાર (!) અલસ્ટરવાસીઓ પણ કંઈ બહારની મદદ મેળવવાની કોશેશ કર્યા વગર રહ્યા ન હોતા. તેમણે જર્મનીનો રાજા, જે એક મોટો પ્રોટેસ્ટંટ હતો, તે પોતાની મદદે આવશે એવી આશા રાખી હતી અને તેની ખબર ફેલાવી હતી. બંદુકો હેમબર્ગથી આયાત કરવામાં આવી હતી અને તે અલસ્ટરના કીનારે ઉતારવામાં આવી હતી, અને જેવી ઉતરી તેવી ૨૪ કલાકમાં તો આખાં અલસ્ટરના લોકોમાં વેહેંચી દેવામાં આવી હતી.

આ વફાદાર (!) અલસ્ટરવાસીઓનાં પરાક્રમ જોઇને આખું આયર્લૉંડ ચકિત થઈ ગયું, અને જોવા લાગ્યું કે હવે શું થાય છે. થયું કંઇ જ

નહી. ઈંગ્લાંડમાં લીબરલ ટોળી જે મી૰ એસ્કવીથના નાયકપણા હેઠળ વહીવટ કરતી હતી તેને આ બધામાં કંઈ વાંધા જેવું દેખાયું નહી. આમાં કંઈ ગેરકાયદેસર નહતું એમ માની એ ટોળીના કાયદાશાસ્ત્રીઓએ સલાહ આપી કે કાયદાનો ભંગ થયો નથી માટે કોઇના પર પણ કામ ચલાવી શકાય નહી. આ વફાદાર (!) અલસ્ટરવાસીઓએ જે કર્યું તેનો મોટો ભાગ પણ જો કોઈ હિન્દીઓએ કર્યો હોય તો હિન્દની સરકાર શું ન કરતે તે વિચાર કરતાં જ મગજને ચક્કર આવી જાય છે. કંઇક જલીઆનવાળા બાગ થતે અને ક્રમમે ક્રમ દશ વર્ષ લગણ આખા હિન્દમાં લશ્કરી કાયદાની જય બોલાતે.

લીબરલ પક્ષની ઉપર જણાવેલી નપુંસકતાથી આયર્લાંડનાં નેશનલીસ્ટો ઉપર કેવી અસર થઈ? તેઓ સમજ્યા કે, અમે જો અલસ્ટરવાસીઓએ કર્યું છે તેવું કર્યું હતે તો 'Crimes Act' ફોજદારી ગુન્હાનો કાયદો તરત જ અમલમાં આવી જતે; સરકારની જેલો આયર્લાંડવાસીઓથી ભરપુર થઈ જતે. તેઓની ખાત્રી થઈ કે લીબરલ પાર્ટી હોય કે કન્ઝરવેટીવ પાર્ટી હોય, આયર્લાંડની બાબતમાં તેઓ એક સરખા જ ઉદાર દીલના હતા. તેઓએ મી૰ રેડમંડને ગાળો આપી કે તમે કંઈ કરતા નથી. પણ એ બીચારો કરે પણ શું? જ્યારે પાછળથી એક હુકમ બહાર પાડ્યો કે આયર્લાંડમાં હથીઆર દાખલ થઈ શકે નહી ત્યારે તેનો અર્થ લોકોએ એવો કર્યો કે અલસ્ટરવાસીઓને જેટલાં જોઇએ તેટલાં હથીઆર મળી રહ્યાં છે અને બીજા આઇરીશમેનોને તે મેળવવાની બંધી છે!

આ વખતે સ્થિતિ વિચિત્ર થઈ પડી હતી. અલસ્ટરવાસીઓ જેઓ ગો વર્ષ થયાં વફાદારીના પુતળાં મનાતા હતા અને જેઓ આયર્લાંડવાસીઓ જ્યારે જ્યારે ફરિયાદ કરતા, કંઈ માંગતા ત્યારે સર્વ દુઃખ નિવારણનો એક ઉપાય બતાવતા તે એ કે, "કાયદાનો અમલ મજબુતીથી અને એક સરખો કરવો." જેઓએ રાષ્ટ્રવાદી આયર્લાંડની રાષ્ટ્રીય ઉમેદોને દાબી દેવાને માગણી કરેલી, તેઓ જ આ વખતે કાયદાનો ખુલ્લેખુલ્લી રીતે તિરસ્કાર કરતા, તેઓ જ બાંગ મારી સરકારની સામે થવાનું કહેતા, અને જરા જેટલો શક પડ્યો કે 'કેબીનેટ' (પ્રધાનમંડળ) આયર્લાંડવાસીઓના લાભ માટે કંઈ કરે છે, એવી બુમરાણ કરી મુકતા.

આવી સ્થિતિનો એંગ્લો ઇંડિયનો તરફનો અનુભવ હિન્દીઓને પાકો અને લાંબો છે. સાધારણ સમયમાં હિન્દમાં વસ્તા અંગ્રેજોને હાથે ચાલતાં છાપાંઓ પોતે સરકારને અત્યંત વફાદાર છે એમ મનાવે છે, કહે છે અને છાપે છે અને જરા જરામાં હિન્દના લોકનાયકો બીનવફાદાર છે, પીનલ કોડની ૧૨૪મી એ અને ૧૫૩મી એ વિગેરે કલમોનો ભંગ કરે છે, એવું જણાવે છે. એઓ હિન્દમાં રહી સાધારણ રીતે લોકનાયકો અને રાષ્ટ્રીય છાપાંઓ સંબંધે છુપી પોલીસ અને ચાડીઆઓનું કામ કરે છે, અને તેથી જ હિન્દીઓ તેમનાથી અસંતુષ્ટ છે. સરકાર તેમના પ્રતિ ઘણી મીઠી દૃષ્ટિ રાખે છે, તેમને પેહેલી ખબરો પૂરી પાડે છે અને પુષ્કળ નફાકારક જાહેરખબરોથી નવાજે છે. પણ આખરે તેઓ પોતાના સ્વભાવપર જાય છે. જો કોઈ વખતે સારો વાઇસરોય હિન્દમાં આવે અને હિન્દીઓને બે મીઠા બોલ કહે, લાગણી બતાવે, કંઇક છુટાપણાના રોટલાના કટકાને માટે હિન્દીઓ લાયક થયા છે એમ કહે, યા તો કોઈ 'સેક્રેટરી ઓફ સ્ટેટ' હિન્દના લાભમાં કંઇક નાની રાઈ જેટલુ પણ કરવા તૈયાર થાય તો પછી ઉપર જણાવેલા હિન્દી અંગ્રેજો અને છાપાઓનો રંગ જોવા જેવો થાય છે. બાપડા વાઇસરોયને ગાળો ભાંડે, 'સેક્રેટરી ઓફ સ્ટેટ'ની જાતભાત ખોળી કાઢી પેટ ભરીને નીચ ગાળો દે, અને છેવટે 'જો કંઈ હિન્દીઓને આપશો તો અમે છેવટ સુધી સામે થઇશું,' કેદ કરીશુ, નોકરી છોડી દઇશુ એવી ધમકી આપે છે. મી૦ મોણ્ટેગુને 'ભટકતો યાહુદી' એમ કહીને ગાળો આપી હતી. લોર્ડ રીપન, લોર્ડ હાર્ડિંજ વિગેરેને એ જ એંગ્લો ઇન્ડિયનોએ અને તેમના છાપાંઓએ તિરસ્કાર કરેલો હતો. એ જ મોંઢે ચટાવેલી અને પુરા લાડ લડાવેલી 'સીવીલ સર્વીસે' મી૦ મોણ્ટેગુએ જ્યારે હિન્દીઓને કંઇક છુટાપણુ આપવા પ્રયત્ન આદર્યો ત્યારે તેને હંફાવ્યો હતો અને હડતાળ પાડવાની ધમકી આપી હતી. એઓએ જ હિન્દીઓનું લુણ ખાઈ હિન્દીઓના લાભની આડે આવવાની ધૃષ્ટતા બતાવી છે. જ્યારે પંજાબના અત્યાચારો અને ખીલાફત બાબત હિન્દીઓને ન્યાય ન મળ્યો અને લોકોને નવા સુધારાથી સંતોષ ન અપાયો ત્યારે મહાત્મા ગાંધીજીએ હિન્દીઓને સરકાર સાથે અસહકાર કરવાની, એટલે હડતાળ પાડવાની સલાહ આપી હતી. લોકોએ અસહકાર કરવાનું અને સનદી નોકરીના અમલદારોએ હડતાળ પાડવાનું સૂચવ્યું હતું એ બન્ને એક જ

કારણથી ઉભા થયા હતા, અને તે એ કે સરકારના કામથી અસંતોષ, પણ અસંતોષના કારણો આ બન્ને પાર્ટીઓને માટે એકમેકથી તદ્દન વિરુદ્ધ હતા. એકને સુધારાથી મળતું છુટાપણું અને રાજતંત્રમાં લોકની સત્તા ઘણી ઓછી લાગી તેથી, ત્યારે બીજાને તે બહુ વધારે લાગી તેથી અને તે એટલી બધી કે પોતાની સત્તા અલોપ થઈ જવાની બીક લાગી. સનદી નોકરીના અમલદારોની હડતાળની ધમકી વખતે હિંદી સરકારે અને 'સેક્રેટરી ઓફ સ્ટેટ' શું કર્યું? તેમની પાછલી કારકીર્દિના વખાણ કર્યા, તેમની દીર્ઘદૃષ્ટિ અને સાદી સમજમાં પોતાને વિશ્વાસ છે અને તેઓ કંઈ ઉછાછળું પગલું નહિ ભરે એવી આશા રાખી, અને તેઓને ખાત્રી આપી કે તેમને કંઈ નુકશાન થશે નહિં. હિન્દી દીવાની નોકરોની ફરિયાદમાં કંઈ વજુદ હતું નહિ છતા તેમના પગાર અને પેન્શનમાં ઠીક જેવો વધારો થયો અને સનદી નોકરીવાળા શાંત થયા. હિંદીઓને પણ હિંદી સરકાર સમજાવે છે કે નવા સુધારાઓએ તમારું કેટલું ભલું કર્યું છે તે તમો સમજતા નથી, અને તમે નકામા કેટલાકના ભોળવ્યાથી ખોટે રસ્તે દોરવાઈ જાઓ છો, પણ અમને તમારા ડહાપણ અને દૂરઅંદેશીમાં વિશ્વાસ છે અને તમે થોડા વખતમાં ઠેકાણે આવી જશો એવી આશા છે, અને નહિતર સરકારની પાસે તમને ઠેકાણે રાખવાને પુરતાં સાધનો છે સનદી નોકરોને હડતાલની ધમકીના બદલામાં પગારોના વધારા અને બીજા લાભો મળે છે; હિન્દીઓને સરકાર સામે હડતાળ પાડવાની બાબતમાં, ધારાસભાનું તંત્ર અટકાવવાની બાબતમાં સરકાર કાયદાનો દમ ભરાવે છે હિન્દીઓને હિન્દી સરકારની સલાહ ગળે ઉતરતી લાગતી નથી, કારણ કે તેમની ફરિયાદમાં ઘણો ન્યાય અને વજુદ રહેલાં છે અને ખાલી વાતોએ તેઓ સંતોષ પકડે એમ લાગતું નથી સનદી નોકરીના અમલદારોને જેમ વધારાના પગાર અને પેનશનથી નવાજી સંતોષ પમાડ્યો તેવી માલદાર વાત હિન્દી સરકાર હિન્દીઓ સામે કંઈ રજુ કરતી નથી.

હિન્દની આ તુલનાત્મક કથા બાજુએ મૂકીશું અને આપણે આયર્લૅંડ તરફ પાછી નજર દોડાવીશું; ત્યાં ઉપર પ્રમાણેની જ્યારે સ્થિતિ ઉભી થઈ ત્યારે આયર્લૅંડ નેશનાલીસ્ટોએ કે જેઓને હમ્મેશાં કાયદો અને શાંતિના દુશ્મન ગણવામાં આવતા હતાં તેઓએ બ્રિટીશ કાયદાનું આવું હડહડતું

અપમાન થાય છે તે જોઈને પોતાનો ખેદ દર્શાવ્યો અને પાર્લામેંટમાં બીરાજતા પોતાના પ્રતિનિધિઓને કાયદાને માન મળે એવુ કઇંક કરવા સુચવ્યુ. તેઓએ સરકારને પણ આ બાબતસર અરજ કરી. પણ સરકાર બાપડી શુ કરે ? જ્યા કોન્ઝર્વેટીવોના જ લડાવેલા અને મોઢે ચહડાવેલાઓ આમ સામે થાય, જ્યા ઈગ્લાંડમાં પણ તેઓને ટેકો હોય ત્યારે એમની સામે કાયદાનો અમલ કરતા સરકાર સ્વાભાવિક ડરી જાય, અને લીબરલ સરકાર ડરી ગઈ. હિન્દની અંદર અગ્રેજોને હસ્તે ચાલતાં છાપાંઓ અને અગ્રેજ મીશનરીઓના ભાષણોથી કઇંક વાર હિન્દીઓના દીલ સખ્ત રીતે દુખાય અને તેમની લાગણીઓ ઉશ્કેરાય એવુ છાપે છે અને બોલે છે, અને જ્યારે હિન્દી છાપાઓ અને લોકનાયકો એ જ પીનલકોડની, એ જ ફોજદારી કાયદાની એ જ કલમોનો ઉપયોગ એઓની સામે કરવાને સરકારને વિનવે છે ત્યારે કેવુ પરિણામ આવે છે ? આવા અનેક દાખલાઓપરથી હિન્દીઓની માન્યતા વધતી જાય છે કે કાયદાકાનુનો હિન્દીઓ માટે જ છે, ઉપર જણાવેલા અગ્રેજોના છાપાઓ અને વક્તાઓને માટે નથી. તેમના છુટાપણાપર તો તેમને અક્કલ અને સારી સમજ જે આંકો દોરે તેજ.

આયર્લાંડના નેશનાલીસ્ટોની ખાત્રી થઈ કે અલ્સ્ટરવાસીઓ જેઓ પોતાને વફાદારીના નમુના તરીકે ઓળખાવતા હતા તેઓ કઈ આયર્લાંડના અન્ય વતનીઓના કરતા વધારે વફાદાર ન હતા. તેઓ વફાદાર રહેતા હતા, કારણ કે તેઓની જાહોજલાલી એ મનાતી વફાદારીથી જળવાઈ રહી છે એમ તેઓ માનતા હતા, પણ જ્યારે તેમની રાજદરબારી જાહોજલાલી ભયમાં આવી પડી છે એવુ તેમને લાગ્યુ ત્યારે પહેલે જ તડાકે તેઓએ એ વફાદારીના વાવટાના ચીરા કરવાની તૈયારી કરવા માંડી. મી૦ પી એચ પીઅર્સે ૧૯૧૩ માં 'આઇરીશ ફ્રીડમ' નામના છાપામાં એક લેખ લખ્યો તેમાં તેણે લખ્યુ હતુ કે, "અત્યાર સુધી આયર્લાંડનો રાષ્ટ્રવાદી એમ જ માનતો આવ્યો છે કે હથીઆર રાખવાં અથવા કેમ વાપરવાં તે જાણવુ એ તદ્દન વ્યર્થ છે. પોતાની પાસે એક બદુક રાખવી એ બાબત નાકને ટેરવે એક ફોલ્લી હોવા જેવી હાસ્યાસ્પદ છે. બદુક વાપરતાં આવડ્યુ એ માથા પર ઉભા રહેતા આવડ્યા જેવુ નકામુ છે.

આવી માન્યતા જે નેશનાલીઝમ હાલમાં હૈયાત છે તેમાં અથવા હૈયાતીમાં કોઈ પણ વખતે આવ્યું હોય તેમાં સાંભળવામાં આવી નથી. આવી માન્યતા આયર્લાન્ડના રાષ્ટ્રવાદની અત્યાર લગણ ન હોતી. મીચલ અને બીજાઓ આવી માન્યતાને હસી કાઢત. હાલના આયર્લાંડના નેશનાલીસ્ટો કેટલાક લખ્ખોપતીઓની માફક માનતા લાગે છે કે 'સર્વત્ર શાંતિ–અહીંઆ અને હમણાં.' અલસ્ટરવાસીઓ જો એમ માનતા હોય કે હોમરુલથી તેમની અગત સ્વતંત્રતા ભયમાં આવી પડશે તો તેમની ભૂલ છે; પણ સમજો કે તેઓ એમ માનતા હોય તો પછી એ સ્વતંત્રતાને માટે હથીઆરથી સજ્જ થવું એ સાદી સમજ છે એટલું જ નહીં પણ એવી ફરજ છે. મને તો એ હથીઆરથી સજ્જ થએલું અલસ્ટર હાસ્યાસ્પદ લાગે છે. હું કંઈ અલસ્ટરવાસીઓનો બચાવ નથી કરતો, પણ તેમની તરફ નેશનાલીસ્ટો નાપસંદગી બનાવે છે તે કેટલી ગેરવાજબી છે તે બતાવું છું. માટે અલસ્ટરવાસીઓ સાથે આપણે આમ વાતચીત કરી શકીએ એમ છે. તેમને આપણે કહેવું કે, તમે તમારા પ્રાંતને માટે કામચલાઉ રાજતંત્ર ઉભું કરો છો તેમ આયર્લાન્ડને માટે કામચલાઉ રાજતંત્ર ઉભું કરો, અને અમે તેને કબુલ કરીશું અને તાબે થઈશું. ઓડોનેલ એમ કહેતો કે તેના પર 'યુનીઅન પાર્લામેંટ' રાજ્ય કરે તેના કરતાં પ્રોટેસ્ટંટોની બહુમતીવાળી એક આયર્લાંડની પાર્લામેંટ રાજ્ય કરે તો તે વધારે પસંદ કરશે. કોઈ પણ છ આયરીશવાસીઓની બનેલી આયર્લાન્ડની સરકાર અંગ્રેજી પ્રધાનમંડળ કરતાં વધારે સારું રાજ્ય કરશે. આયર્લાન્ડનો જો કસ કાઢવો હોય તો વેસ્ટમીનસ્ટર (ઇંગ્લાંડ) કરતાં બેલફાસ્ટને એટલે આયર્લાંડના એક ભાગ અલસ્ટરને માટે કાઢવો એ વધારે સારો ગણાશે. અલસ્ટરવાસીઓ અને નેશનાલીસ્ટોની વચ્ચે સમજુતી કરાવવી જરા મુશ્કેલ છે, કારણ કે પહેલાને છુટછાટ મુકી કામ કરવાની અક્કલ નથી અને બીજા પાસે બંદુક નથી. પણ વાતચીત દરમ્યાન એ અક્કલ ખીલવી શકાય છે અને બંદુક ખરીદી શકાય છે. માટે આ બે ટોળીઓએ શા માટે ન જોડાવું? બન્નેની મુસીબતોનું કારણ અંગ્રેજો છે. આયર્લાન્ડમાં તે લોકોનું હાજર હોવું એ જ ખરી મુશ્કેલી છે."

આવી જાતનાં લખાણો લખી મી॰ પીઅર્સનો ખરો મુદ્દો તો અત્યાર લગી આ ચળવળમાં હથીઆરને સ્થાન નહોતું તે આપવાનો હતો. આવાં

ખાણોની જે અસર થઈ તેના પરિણામ રૂપે આયર્લાંડવાસી વૅાલન્ટીઅર્સો (સ્વૈચ્છા સૈનિકો)ની ફોજ હસ્તીમાં આવી. પણ આ વૅાલન્ટીઅર્સોની પહેલી ફોજ કોણે ઉભી કરી? શું આયર્લાંડના નેશનાલીસ્ટોએ? ના. ત્યારે શું સીનફીનવાળાઓએ? ના. આ પહેલ તો ઈંગ્લાંડને વફાદાર અલસ્ટરવાસીઓએ જ કરી હતી, અને તે પણ ક્યારે? જ્યારે મી૦ એસ્કવીથનાં પ્રધાનમંડળે આયર્લાન્ડને માટે હોમરુલ બીલ તૈયાર કરી પાર્લામેન્ટમાં આણ્યું ત્યારે, આયર્લાન્ડની મોડરેટ પાર્ટીએ આ બીલને વધાવી લીધું ત્યારે; નેશનાલીસ્ટોને આ બીલ પસંદ નહોતું, પણ તુર્ત વેળા વધારે મળે એવું લાગતું નહતું, માટે જે મળ્યું તે લેવું, અને તેનો દેશના કેટલાક ઘણા અગત્યના સવાલોનો કંઇક સંતોષકારક નિર્ણય લાવવામાં ઉપયોગ કરવો, એવો તેમનો તેમાં હેતુ હતો ત્યારે. એ લોકોનો વિચાર આટલાથી હંમેશને માટે સંતોષ પકડવાનો હતો જ નહીં. આ ખરડાની રુએ આયર્લાંડને આપવા ધારેલી છૂટ યા સ્વતંત્રતાથી કંઈ આયર્લાન્ડના સવાલનો હમ્મેશાંને માટે ફડચો થઈ શકે એમ હતું જ નહીં. સીનફીનવાળાઓ તો તટસ્થ રહેવા માંગતા હતા એટલે કંઈ બોલ્યા નહીં. આ ત્રણ ટોળીઓની આવી વલણને લઇને આ બીલ પસાર થશે અને આયર્લાન્ડમાં કંઇક શાંતિ પથરાશે એવી આશા વધતી જતી હતી. પણ ત્યારે જ 'અલસ્ટરવાસી વૅાલનટીઅર્સ' ફોજ ઉભી થતાં જ આ આશા નષ્ટ થઈ. આયર્લાંડના હોમરુલરો અને નેશનાલીસ્ટોને અલસ્ટરવાસીઓની આવી ચાલ ન માફ થઈ શકે એવી દગાબાજ અને વિશ્વાસનો ભગ કરનારી લાગી. જે વફાદાર અલસ્ટરવાસીઓ એક સદીથી આયર્લાંડના નેશનાલીસ્ટોને બ્રિટીશ પાર્લામેન્ટનું સર્વોપરીપણું કબુલ રાખી, તેમને મળવી અશક્ય એવી માંગણીઓ છોડી ઈંગ્લાંડ જે આપે તે સ્વીકારવાની સવારસાંજ, દહાડો અને રાત વાત જ કરતા હતા, તેઓ જ જ્યારે વખત આવે એ જ અંગ્રેજી પાર્લામેન્ટનું કર્યું નાકબુલ કરવા બંદુકથી સામે થવા તૈયાર થયા ત્યારે આયર્લાંડના નેશનાલીસ્ટો આંખ ચોળીચોળીને જોવા લાગ્યા અને અજબ થયા.

આમ થયા છતાં પણ વફાદાર અલસ્ટરવાસીઓ ભલે આમ કરે, પણ હજુ હોમરુલરોનો વિશ્વાસ બ્રિટનની પાર્લામેન્ટની બે મુખ્ય ટોળીઓમાંથી કમી થયો નહતો. પણ ટોરી પાર્ટી(એટલે પાછળ હઠાડનારી

રાજ્યનીતિની હમ્મેશની ઉપાસક અગ્રેજી ટોળી)એ તો સાફ કહી દીધુ કે, વફાદાર અલસ્ટરવાસીઓ પાલમિન્ટનુ કહ્યુ ન કરવાનુ નક્કી કરશે તો તેઓ જે કઈ પગલા ભરશે તેને તેઓ ટેકો આપશે આવુ જ્યાં ટોરી પાર્ટીએ જાહેર કર્યું કે, 'લીબરલ પાર્ટી' (એટલે છૂગપણાની રાજ્યનીતિની સાધારણ રીતે ઉપાસક અગ્રેજી ટોળી) પણ બીધી પાલમિન્ટમાંની આયર્લૉડવાસીની ટોળીને 'સૌ સારુ થશે' એ વાક્યોચ્ચાર સાંભળવા સિવાય કઈ બીજો સતોષ મળ્યો નહીં આ વસ્તુસ્થિતિ જોઈ આયર્લૉડના નેશનાલીસ્ટો અજાયબ થયા, શકમદ થયા અને છેવટે ગુસ્સે થયા આયર્લૉડને હોમરુલ આપવાનો ખરડો એક બાજુએ અલસ્ટરવાસીઓને અને બીજી બાજુએ સીનફીનવાળાઓને કબુલ નહોતો પણ તેનાં કારણો જુદા હતાં અલસ્ટરવાસીઓને ખરડાથી આયર્લૉન્ડને આપવા ધારેલી સ્વતત્રતા ઘણી વધારે લાગી સીનફીનવાળાઓને પ્રજાતત્વવાળા આયર્લૉડ માટે ઘણી ઓછી લાગી અને તેથી બન્ને ટોળી એકમત થઈ કે, હોમરુલ બીલ પસાર ન જ થવુ જોઇએ

આ પ્રમાણે બે દુશ્મન ટોળીઓ એક બાબતપર તદ્દન એકમેકથી વિરુદ્ધ કારણે એકમત થઈ સીનફીન પક્ષવાળાની બહુમતી ન હતી તેઓ સમજતા હતા કે હોમરુલ બીલ પસાર થશે તો તેમના કાર્યક્રમને ધોકો પહોંચશે તેઓ જાણતા હતા કે, લોકોનો કેટલોક ભાગ એવો હોય છે કે જેને જરાક જેટલો પણ ટુકડો રોટનો મળે અને તરત વેળાની ભુખ થોડી પણ મટે તો તે ટુકડો મળ્યા પછી બીજી વાર પાછી કકડીને ભુખ લાગે ત્યા સુધી સતોષ પકડી બેસી રહે પણ સીનફીન મતવાદીની ભુખ તો ઘણી જ સખ્ત હતી એમને તો સ્વતત્રતાનો આખો રોટનો એકી વખતે જોઈતો હતો ટુકડેટુકડે રોટલે એમની ભુખ મટે એમ નહોતુ આયર્લૉડનો મજુર પક્ષ પણ આયર્લૉડમા પાલમિન્ટ સ્થપાય તો તેમા પોતાના પ્રતિનિધિ મોકલવા તૈયારી કરી રહ્યો હતો

---

## ભાગ ૩ જો

જ્યારે વફાદાર અલસ્ટરવાસીઓએ બ્રિટનની પાર્લામેંટની સત્તાની સામે થવાનુ અને હથીઆરથી સજ્જ થવાનુ નક્કી કર્યું અને કહ્યુ કે, હલ

કામાં હલકો અંગ્રેજ શસ્ત્ર ધારણ કરી શકે અને ગમે તેવો આયર્લૅંડવાસી શસ્ત્ર ન ધારણ કરી શકે એ કાયદો તેઓ તોડશે અને ઈંગ્લાંડની પાર્લામેંટ જે તેઓને માટે કાયદા કરવાની સત્તા દબાવી બેઠી છે તેની સામે થશે, ત્યારે તેઓએ સીનફીનવાળાઓને ઉત્સાહભર્યું ઉત્તેજન આપ્યું. અલ્સ્ટર-વાસીઓએ કહ્યું કે, અમારે શું કરવું અને ક્યાં રેહેવું તે નક્કી કરવાનો હક્ક અમારો છે, ઈંગ્લાંડની પાર્લામેન્ટમાંથી કાઢવાનો હક્ક ઈંગ્લાંડને નથી તેમ અમારે આયર્લૅંડની પાર્લામેન્ટમાં ભાગીદાર થવુ તે કેહેવાનો પણ હક્ક તેને નથી. આ સિદ્ધાંત પ્રકટ થયા પછી સીનફીનવાળાઓએ વફાદાર અલ્સ્ટરવાસીઓને વચન આપ્યું કે તમે ઇંગ્લાંડની પાર્લામેંટની સામે જે લડત ચલાવવા ધારી છે તેમાં અમારો દીલોજાનીભર્યો ટેકો છે. આયર્લૅંડની પ્રજાસત્તાવાદી ટોળીએ પણ તેનાં ખુલ્લા હૃદયે વખાણ કર્યા. 'આઈરીશ ફ્રીડમ' (આયર્લૅંડનું છુટાપણું) નામના છાપામા લખાયું કે 'અલ્સ્ટરવાસી-ઓએ એક કામ એવુ કર્યું છે, કે આયર્લૅંડના નેશનાલીસ્ટોના માન અને વખાણને તેઓ લાયક થયા છે. એ કામ તે એ કે તેઓ પોતાને જે ખરુ લાગે છે તેના બચાવને માટે લડવાને તૈયાર થયા છે અને અંગ્રેજોની ધમકીથી યા અંગ્રેજોની બંદુકથી બીહીતા નથી આ બાબતમાં તેઓની વલણ ઓનીલ અને ઓડોનલોને મળતી આવે છે આવું કામ ખરા આયર્લૅંડવાસી સિવાય બીજા કોઈ કરી શકે નહીં અને આવું કામ કર-વાની ઘણી જ અગત્યતા હતી કે જેથી કરીને આયર્લૅંડના લોકોનો જે ભાગ સરકારી માનઅકરામ અને નોકરીથી લલચાતો હતો તેની આંખ ઉઘડે અને ખરી વસ્તુપર ધ્યાન આપે હાલના સંજોગોમાં જો કોઈ નેશના-લીસ્ટ સ્વપ્ને પણ આ ખરડાની બાબતમાં અલ્સ્ટરના સ્વયમેવકોપર ગોળી છોડશે અથવા તેમની સામે તરવાર ખેંચશે તો તેનો જીવ નરકે જશે. આવું કામ બ્રિટનના કાયદાને આયર્લૅંડના જે લોકો નાકબુલ રાખતા હતા તેમનાપર અમલ કરવા બરોબર થશે અમે અલ્સ્ટર સાથે લડવા યા તેની સાથે સલાહ કરવા ખુશી છીએ, પણ સ્વતંત્રતાના આવા એક કંગાલ ટુકડા માટે યા તો તેઓ ઈંગ્લાંડને જહાનમમાં જવા કહે છે ત્યારે તેમની સાથે લડીશું નહીં. જ્યારે આ જમાનામાં પણ આયર્લૅંડમાં, 'ઓ તમો હોમ-રુલ બીલને ભયમાં લાવી નાંખો છો,' 'ઓ તમે રાજદ્વારી બાબતમાં

દખપડા વગરની વાતો કરો છો અને અશક્ય યોજનાઓ આગળ ધરો છો' જ્યારે આવી બુમો પડી રહે છે ત્યારે આયર્લૉંડ અલ્સ્ટરવાસીઓએ પાડેલી હાકનો ઘણો સરસ જવાબ વાળ્યો છે'

પણ પાર્લમેન્ટના એકાદા કાયદાને માન ન આપવું યાને તાબે ન થવું યા તેની સામે થવુ એ એક બાબત છે, અને પાર્લમેન્ટની સત્તાની સામે થવુ એ બીજી બાબત છે અલ્સ્ટરવાસીઓ તો ફક્ત હોમરૂલ બીલની જ સામે થવા માગતા હતા અને થતા હતા તેઓ કંઈ પાર્લમેન્ટની હમેશની સાધારણ સત્તાની સામે થવા માગતા ન હતા યા થતા ન હતા અલ્સ્ટરવાસીઓ તો પાર્લમેન્ટની સર્વોપરી સત્તા હમેશાં આયર્લૉંડમા રહે તેને માટે ખુશી હતા આતુર હતા, પણ તે એક સરતે અને તે એ કે આયર્લૉંડમા પ્રોટેસ્ટંટ ધર્મવાળાઓનું ઉપરીપણુ ચાલુ રહે તેને માટે તેઓ જીંદગીનો ભોગ આપવાને તૈયાર હતા જ્યાસુધી આયર્લૉંડ 'યુનાઇટેડ કીંગડમ એટને ઇંગ્લાંડ સ્કોટલાંડ અને આયર્લૉંડની સયુક્ત પાર્લમેન્ટની સત્તાનો એક ભાગ રહે જ્યા સુધી કેથોલીકોની પાર્લમેંટમા બહુમતી ન હોય ત્યાસુધી એ લોકોને એમ લાગતું કે પ્રોટેસ્ટંટોના હક્ક અને લાભ જળવાશે અલ્સ્ટરવાસીઓ તો એમ જ માનવા લાગ્યા હતા કે પ્રોટેસ્ટંટ પથી ઇંગ્લાંડે પ્રોટેસ્ટંટપથી અલ્સ્ટર સાથે એ બાબતનો કરાર કર્યો છે અને કરારનો અમલ જો જરૂર પડે તો હથીઆરથી પણ કરાવવા તેઓ તૈયાર હતા આ બધાપરથી સીનફીન વાળાઓએ અને આયર્લૉંડના રીપબ્લી કનો(પ્રજાસત્તાવાદીઓ)એ જોઈલીધુ કે જ્યારે તેઓ સર્વે આયર્લૉંડના લોકોના ઐક્યને માટે મથન કરતા હતા ત્યારે અલ્સ્ટરવાસીઓ તો પોતાના જ મતને માટે લડતા હતા તેઓ તો પોતાનાજ પક્ષને માટે લડતા હતા નહીકે આખા આયર્લૉંડને માટે અને તેઓનુ ટોરી પક્ષ સાથેનું જોડાણ તો ઇંગ્લાંડના લાભ માટે અને આયર્લૉંડના નુકસાન માટે હતું અલ્સ્ટરવાળાઓ ભલે પોતાના પક્ષ માટે અને પોતાના લાભ માટે લડતા હોય પણ તેમના અગ્રેજ દોસ્તો તો આ જોડાણમાથી ઇંગ્લાંડને જે લાભ થતો હોય તેના પર જ દષ્ટિ રાખતા હતા આપરથી 'સીનફીન વાળા અને બીજા નેશના લીસ્ટો સમજ્યા કે, આ બધાનો સારાંશ માત્ર એટનો જ હતો કે અલસ્ટ રવાળાઓ આયર્લૉંડના રહેવાસી હોવાથી તેમની ગમે તેવી ચાલચલણ છતાં

તેમની લાગણીને બને એટલું માન આપવું, તેમની જે કંઈ પોતાના રક્ષણ માટે વ્યાજબી બીક હોય તે મટાડવી, તેમના ઈંગ્લાંડ સામેના ગુસ્સાને ઉત્તેજન આપી તેમના કામને વખાણવું, પણ આના કરતાં કંઈ વિશેષ કરવું અશક્ય હતું. અલસ્ટરવાળાઓનું ઉપરીપણું તો એક ઘડી પણ કબુલ કરી શકાય જ નહી. તેમનું અનુકરણ કરી જે સ્વતંત્રતા ભયમાં આવી પડી હતી તેના રક્ષણ માટે હથીઆરથી સજ્જ થવું એમ તેમને ઠીક લાગ્યું.

આ બાબતમાં આયર્લાંડના લોકોનો જે ભાગ પાર્લામેંટમાં જવાથી કંઈક વળશે એવા વિચારનો હતો, અને જે પાર્લામેંટની પાર્ટીને નામે ઓળખાતો હતો તેણે જુદીજ વલણ લીધી હતી. તેમણે કહ્યું કે, પાર્લામેંટની સત્તાની બાબતનો સવાલ પાર્લામેન્ટ નક્કી કરશે એમાં આપણે માથું ન મારવું. બીજા કેટલાક આયર્લાંડવાસી લોકો એમ માનતા હતા, કે આ તો અલસ્ટરવાસીઓનો સુક્કો દમજ હતો. અલસ્ટરવાસીઓ ભલે હાથ ઉગામે, પણ મારે એવા નહતા. કેટલાકો એમ માનતા હતા કે, જો અલસ્ટર-વાસીઓ દમ મારતા હોય તો આપણે સામો દમ મારવો જ જોઇએ, અને એ લોકો જે પગલાં ભરે તેનું અનુકરણ કરવું જ જોઇએ.

'સીનફીન'વાળાઓ તો પોતાના મતને વળગી રહ્યા. એમનો મત એવો હતો કે, આપણે પણ અલસ્ટરવાળાઓની માફક આયરીશ સ્વયં-સેવકોની ફોજ ઉભી કરવી. એ લોકોનો એવો વિચાર હતો કે, અલસ્ટર-વાળાઓની સાથે બાકીના આયર્લાંડને અથડામણ ન થાય તો સારું. પણ આ સાથે એ લોકોનો એવો પણ વિચાર હતો કે, અલસ્ટરવાસીઓને આ બાબત તો સ્પષ્ટ સમજાવવી જ જોઇએ કે અલસ્ટરવાળાઓમાં જ પોતાના મતને માટે લડવાની હિમ્મત અને બળ છે અને બીજાઓમાં નથી, એવું નથી. તેથી 'સીનફીન'વાળાઓએ તા૦ ૨૬ મી નવેમ્બર ૧૯૧૩ ના રોજે મુખ્ય નગર ડબ્લીનમાં એક સભા ભરી અને જાહેર રીતે આ ચળવળની શરુઆત કરી. આપરથી ખુલ્લી રીતે સમજ પડશે કે 'સીનફીન'-વાળાઓએ પણ ઇંગ્લાંડની સામાં સ્વયંસેવકોની ફોજ ઉભી કરી, હથીઆરથી લડવાનો વિચાર કર્યો, એ બધું વફાદાર અલસ્ટરવાસીઓના અનુકરણ રૂપેજ હતું. જેવો વફાદાર અલસ્ટરવાસીઓએ દાખલો બેસાડ્યો તેવો આ 'સીનફીન'વાળાઓએ અનુકરણ કર્યો.

શરુઆતમાં જે કમીટીએ આ ચળવળનો કબજો લીધો હતો તેમાં કેટલાક 'સીનફીન'વાળાઓ હતા, કેટલાક રીપબ્લીકનો હતા; એક તૃતીયાંશ કરતાં વધારે પાર્લમિન્ટરી ટોળીવાળાઓ હતા, અને કેટલાક તો કોઈ પણ રાજદ્વારી ટોળીમાં ન હતા એવા હતા. તેમણે પોતાનો મત દર્શાવનારો એક જાહેર ઢંઢેરો બાહાર પાડ્યો. તેમાં લખ્યું હતું કે, 'આયર્લાંડના સ્વયમેવકોનો હેતુ આયર્લાંડના સર્વ લોકોના હક્ક અને આયર્લાંડ માટે સ્વતંત્રતા મેળવવાનો અને જાળવવાનો હતો. તેમની ફરજો આ હેતુનો વિચાર કરવાવાળી રહેશે અને કોઇના પર હુમલો કરનારી યા તેના પર સત્તા મેળવવાની ન રહેશે. તેમાં આયર્લાંડનો કોઈ પણ સશક્ત રેહવાસી, પછી તે ગમે તે ધર્મ પાળનારો, રાજદ્વારી બાબતમાં ગમે તે વિચાર ધરાવનારો, યા સમાજમાં ગમે તે દરજ્જાનો હશે તો પણ દાખલ થઈ શકશે અમે અમારા દેશભાઇઓને રાષ્ટ્રીય ઐક્ય, રાષ્ટ્રીય સ્વમાન, રાષ્ટ્રીય અને અંગત છૂટાપણા, હિમ્મતભર્યાં શેહેરીપણાને નામે અરજ ગુજારીએ છીએ કે કંઈ પણ અંદેશા વગર આયરીશ સ્વયસેવક થવાની તકનો તેઓએ લાભ લેવો અને આ ચળવળે જે ઐતિહાસિક નામ ધારણ કર્યું છે તેની શોભા વધારવી.' આ સ્વયસેવકોની પાસે એમ જાહેર કરાવવામાં આવતુ કે, 'અમે આયર્લાંડના સ્વયંસેવકોની જે ફોજ ન્યાતજાતના કોઈ પણ તફાવત વગર આયર્લાંડના સર્વ લોકને માટે હક્કો અને સ્વતંત્રતા મેળવવા અને જાળવવા ઉભી થાય છે તેમાં જોડાવા ઇચ્છીએ છીએ.' આમ જાહેર કરાવવાનું કારણ એ કે, ઈંગ્લાંડમાં અંગ્રેજી છાપાંઓમાં એવું છપાતુ હતું કે, આ નવી ચળવળમાં કેથોલીક મતના સ્વયંસેવકોની ફોજ પ્રોટેસ્ટંટ મતવાળાઓ સાથે અદાવત હોવાથી ઉભી થઈ છે, અને અલસ્ટરવાળાઓના વાજબી હક્કો લુંટી લેવા ધરાદો રાખે છે.

આ જાતનુ જુદાપણું અને એકબીજાને લડાવી મારવાની તદબીરથી કઈ હિંદના એંગ્લોઇન્ડીઅન પત્રો અણજાણ્યા નથી હિન્દુ-મુસલમાનો વચ્ચે ભાઇચારો થતો અટકાવવા એ પત્રો કેવું કેવું લખતા અને કેવી તદબીરો લગાવતા તેનાથી હવે બન્ને કોમ કંઈ અણજાણી નથી. હિન્દને માટે ઈંગ્લાંડમાં એવાં જ ગપ્પાં ફેલાવવામાં આવે છે, અને તેથી ઉપલી હકીકત વાંચી હિન્દીઓ અજાયબ થશે નહીં યા તો કઈ નવું છે એમ માનશે નહીં.

આયર્લૉંડના સ્વયંસેવકોના પ્રમુખ પ્રોફેસર ઇઓઇન મેકનીલે શરૂઆતની સભામાં પોતાના ભાષણમાં જાહેર કર્યું કે,

"અલસ્ટરમાં જે સ્વયંસેવકોની ચળવળ ચાલુ થઈ છે, તેની સામે અમે કંઈ અદાવત ધરાવતા નથી. અલસ્ટરના સ્વયંસેવકોના વડવાઓ હમ્મેશાં સ્વતંત્રતા મેળવવા યા તેનો બચાવ કરનારા તરીકે આયર્લૉંડમાં મશહુર થયેલા છે. અલસ્ટરમાં જેમ જેમ સ્વયંસેવકો બનવાની ચળવળ વધશે તેમ તેમ તેથી વધારે ને વધારે એવો સિદ્ધાન્ત સાબીત થતો જશે કે, આયર્લૉંડના લોકોને પોતાની રાષ્ટ્રીય બાબતો નક્કી કરવાનો અને પોતાને ત્યાં અમલ કરવાનો હક્ક છે. અલસ્ટરના સ્વયંસેવકોથી આપણે કંઈ ડરવાનું નથી, અને આપણાથી તેઓને કંઈ ડરવાનું નથી. આપણે ખુશીથી સર્વેને જાણીતું સત્ય કબુલ રાખીએ છીએ કે, રાષ્ટ્રીય સ્વયંસેવકની ચળવળનો રસ્તો અલસ્ટરના લોકોએ ખુલ્લો કર્યો છે, અને અમને આશા છે કે આયર્લૉંડની પ્રજાની એ લોકો એક દિવસ એવી સેવા બજાવશે કે જેવી તેઓના વડવાઓએ અગાઉ બજાવી હતી."

આવા વચનો કેટલા ઉમદા અને ઉદાર છે તેનો ખ્યાલ તો, જ્યારે આપણે એટલું યાદ રાખીએ કે આ વખતે અલસ્ટર તો 'આપણા બાપદાદેથી ઉતરી આવેલા દુશ્મનો છે,' 'જે માણસોને આપણે ધિક્કારીએ છીએ છે,' આવા વાક્યોથી ગાજી રહ્યું હતું ત્યારે જ આવશે. આથી કરીને ધીમે ધીમે આયર્લૉંડના બીજા પ્રાંતોના લોકોની લાગણી બદલાતી ગઈ. તેઓએ આને માટે ઇંગ્લાંડની ટોરી મંડળીનો વાંક કાઢયો. પ્રોફેસર મેકનીલે જણાવ્યું કે 'આથી આયર્લૉંડના દરેક આદમીની ફરજ વધતી જાય છે કે તેણે દેશની સ્વતન્ત્રતાને માટે મજબુત બચાવ કરવો. ઇંગ્લાંડની ટોરી મંડળીના નાયકો, છાપાઓ, જાહેર વકતાઓ વિગેરે આયર્લૉંડમાં બળજોરી વાપરવાની ધમકી આપે છે અને લીબરલ ટોળીને ખસેડવા પ્રયત્ન કરે છે. તેમને કેટલીક વરણીઓમાં ફત્તેહ મળી છે અને તેઓ એવી આશા રાખે છે કે તેઓને ફત્તેહ મળશે અને તેઓ આ દેશને એટલે આયર્લૉંડને રાષ્ટ્રીય સ્વરાજનો ઘણો જ નાનો ટુકડો આપશે. આ એક પ્રજા તરીકેના આપણા હક્કોની નાકબુલી છે. બ્રિટનના પ્રતિનિધિઓની એક બહુમતી કે જે પોતાની સત્તા અને સ્થિતિ બળજોરીથી સાચવે છે તેને

આપણો કારભાર કરવા દઇએ, તો તેથી એ ખુલ્લું છે કે આપણને જો મત આપવાનો હક્ક છે એ આપણી મશ્કરી સમાન છે અને યુરોપમાં આપણે અધમમાં અધમ પ્રજા ગણાઇશું. આવી ધમકી આપીને જ રાષ્ટ્રીય છૂટા-પણાના બાપદાદેના દુશ્મનો સંતોષ પકડીને બેસી રહ્યા નથી. તેઓએ હમણાંજ થોડાક દિવસો પર એક જાહેર ઢંઢેરો બાહાર પાડ્યો છે, તેનાપર કેસ્ટલરીગ અને બરેસફર્ડ જેવાઓએ સહી કરી છે. તેઓએ બ્રિટનના સ્વયંસેવકોને હથીઆરથી સજ્જ કરી આયર્લૉડ મોકલવાને પૈસાની મદદ માંગી છે કે જેઓ આયર્લૉડની પ્રજાપર ફતેહ મેળવે અને તેમને ગુલામીપણામાં સંપૂર્ણ તાબે રાખે.'

ઉપરની વાત કંઈ સપૂર્ણ રીતે સાચી નહોતી. એ વાત ખરી છે કે ટોરી પક્ષ પશુબળ વાપરવાની ધમકી આપતો હતો. પણ કેટલીક વખતે તો એવું પણ બનતું કે અલસ્ટર પ્રાંતના મુખ્ય શેહેર બેલ્ફાસ્ટમાં અલસ્ટરના સ્વયમેવકો અને આયરીશ સ્વયસેવકો એક જ જગ્યાએ ડ્રીલ (કવાયત) કરતા અને જો કે અલસ્ટરના સ્વયસેવકોની ફોજ અલસ્ટરના હક્કના રક્ષણ અર્થે ઉભી કરવામાં આવી હતી, તોપણ તેને ઉશ્કેરી મુકનારાં ખુબ ઝનુની ભાષણો તો અલસ્ટરનાએ નહી અને કેટલીક વખતે તો આયર્લૉડનાએ નહી એવાં માણુસો કરતાં. આથી આયર્લૉડના સ્વયસેવકોને ઘણું ખમવું પડ્યું હતું તેમ છતાં પણ તેઓ અલસ્ટરના સ્વયસેવકો તરફ જરા પણ ઓછા માનથી જોતા નહતા. જ્યારે અલસ્ટરના લોકો બદુકોનો એક મોટો જથ્થો હેમબર્ગથી (જર્મનીથી) આયર્લૉડમાં લાવ્યા ત્યારે તેમને દીલોજાની-ભરી મુબારકબાદી આયર્લૉડના સ્વયસેવકોએ આપી હતી. અલસ્ટરવાસીઓ બીજા પ્રાંતોમાં વસતા પોતાના જાતભાઇઓ તરફ જે વલણ અને ચાલ અખ્ત્યાર કરતા હતા તેને માટે તેઓ ખેદ જાહેર કરતા હતા, પણ ઈંગ્લાંડની ધુસરીમાંથી આયર્લૉડની સ્વતંત્રતા કેમ બચાવવી તેનો એક માર્ગ દેખાડનાર તરીકે તેઓ તેમને વખાણતા હતા. જ્યારે ઈંગ્લાંડમાં અલસ્ટરના સ્વયંસેવકોને લશ્કરી બળથી દાબી દેવાની ધમકીઓ અપાતી હતી, ત્યારે ટેલના આયર્લૉડના સ્વયસેવકોના એક સરદારે લખ્યું કે 'સ્વયસેવકોએ જો બને તો અંગ્રેજી સીપાહીઓને અલસ્ટરના બળવાખોરાપર હુમલો કરતા અટકાવવા. આપણે અંગ્રેજી સીપાહીઓને અને અંગ્રેજી

રાજ્યને કહેતું કે આ અમારી ભૂમિ છે, અને અલસ્ટરના બળવાખોર અમારા દેશભાઇઓ છે, તેમનાપર ગોળીબાર કરવો એ અમારાપર કર્યા બરોબર છે. અલસ્ટરવાળા કંઈ અમારા ખરેખરા દુશ્મન નથી, જો કે તેઓ એમ માને છે કે અમે તેમના દુશ્મન છીએ વખત આવે પૂરવાર થશે કે અલસ્ટરના દુશ્મનો કોણ છે અને મિત્રો કોણ છે.'

આયર્લૅંડના સ્વયમેવકોનો ઇતિહાસ 'સીનફીન' સમજવાને જરૂરનો છે. જો કે કેટલાક સીનફીનરો આ ચળવળમા ભાગ લેતા હતા અને તેમા રાષ્ટ્રીય ઐક્યનું તત્વ લાવ્યા હતા, છતાં 'સીનફીન' એક ટોળી તરીકે આ ચળવળથી એકાહેદી જ હતી, અને વખત આવે આ નવી ચળવળના વખાણ કરતી, ચેતવણી આપતી, ટીકા કરતી હતી તેણે તરત જ બતાવ્યુ કે, સ્વયમેવકોએ એકઠા થવુ અને કવાયત કરવી એટલુ જ બસ નહોતું તેઓને બદુક જોઇએ અને બદુક ફોડતાં શીખવવાની જગ્યાઓ પણ જોઇએ, અને આ ખામી જલ્દીથી પૂર્ણ કરવા તેમને સૂચવ્યુ પણ જો કે તેણે આમ હથીઆરથી સજ્જ થવા કહ્યુ તે છતાં આયર્લૅંડને છૂટાપણું મેળવવાના કામમા હથીઆરથી સજ્જ થયેલા આયર્લૅંડવાસીઓનુ કંઈ વળશે નહી એમ તેઓ માનતા હતા. 'સીનફીન' પત્રે એક વાર એવુ લખ્યુ હતું કે, 'આયર્લૅંડના સ્વયમેવકોને મદદ કરવી એ રાષ્ટ્રીય ફરજ છે તેઓ ઇગ્લાંડને હરાવી નહી શકે, પણ આયર્લૅંડને સ્વાશ્રયી થવાને મદદ કરશે' એ છાપાએ એમ પણ લખ્યુ કે, 'આ નવી ચળવળને કોઈ પક્ષની ન બનાવવી અને જે મુખ્ય મુદ્દાપર તે રચાઈ છે તેને સાંકડો ન કરવો રાષ્ટ્રીય સ્વયમેવકોની ચળવળની શરૂઆતમાં સાફ સાફ બોલવુ એ સારુ છે જો તે ચળવળ એકપક્ષી થવાની હોય તો અમારે તેને માટે એક હરફ પણ લખવો નથી તે અંતે ફતેહમદ નહીં થશે આ વાત ખરી છે કે, આયર્લૅંડના સજોગો તપાસતાં આપણે જાહેર પ્રજાનો મત કેળવી તેની મારફત કામ લેવુ જોઇએ, અને નહીં કે પશુબળથી પણ જો કોઈ એમ ધારતો હોય કે હથીઆરની તાલીમમાં જે બહાદુરી, જે શાંતિ, જે હિંમતપણું, જે ખરુંખોટું તપાસવાની શક્તિ, જે મક્કમપણું આવે છે તેવા ગુણો જે પ્રજામનમાં ન હોય તેવા પ્રજામનથી હટાકીને વખતે કામ લઈ શકાય તો તે ભૂલ કરે છે એ પ્રમાણે માનવુ જોઇએ.' સીનફીનવાળાઓને સ્વયસેવકોની ચળવળનો ફક્ત એક જ

લાભ દેખાતો હતો, અને તે એ કે, આયર્લૅંડની પ્રજામાં એક ગુણ ખુબ સચોટ રીતે દાખલ થાય અને તે ગુણ તે એ કે, તેઓ સ્વાશ્રયી થાય અને તેમનું નીતિવિષયક બળ વધે

અલસ્ટરનો દાખલો લઈ ઉપર લખ્યા પ્રમાણે જેમ સીનફીનવાળા પણ હથીઆરથી સજ્જ થવાની તૈયારી કરવા લાગ્યા તેમ આયર્લૅંડનો મજુર પક્ષ પણ કંઈ ઉંઘતો નહોતો તેમના સરદાર જીમ લારકીને આયર્લૅંડના મજુરોનું 'શહેરીઓનું લશ્કર' (Citizen Army) એ નામે એક ફોજ ઉભી કરવાનું નક્કી કર્યું તેણે પોતાના એક ભાષણમાં કહ્યું કે, 'આપણી હિમ્મત અને ઐક્યથી આપણું બળ વધારવાની જરૂર છે, અને તે કેમ વધારી શકાય ? સર એડવર્ડ કારસન(અલસ્ટરવાસીઓના સરદાર)ને પગલે ચાલીને જો કારસનને આયર્લૅંડના લોકોની આશાઓ અને ઉમેદો સામે લડવાને માણસોને તાલીમ આપવાની છૂટ છે તો મજુર પક્ષને પણ પોતાનો હક સાચવવાને અને જો હુમલો થાય તો બચાવવાને માણસોને કેળવવાની અને તાલીમ આપવાની તેવી જ છૂટ છે' પણ આ સૈન્ય કંઈ બહુ વાર ટક્યું નહીં તેના સૈનિકો આયર્લૅંડના સ્વયંસેવકોમાં મળી ગયા, પણ કેપ્ટન વાઈટ નામના એક માણસ જેણે પહેલી ફોજને તાલીમ આપી હતી તેણે સને ૧૯૧૪ માં વળી નવેસરથી આવી જ ફોજ ઉભી કરવાનું માથે લીધું અને ઉભી પણ કરી આયર્લૅંડના સ્વયંસેવકો અને આ ફોજ વચ્ચે ઘણી વાર મતભેદ પડ્યા કરતો, વાંધા પડતા, એકબીજાને શકની નજરથી જોતા, પણ છેવટે ઇંગ્લાંડ તરફથી સામાન્ય દુઃખો પડવાથી એકમત થયા

આ વખતે 'સીનફીન'ની સ્થિતિ કેવી હતી ? તે એક નિર્માલ્ય ટોળી હતી, તેમાં આયર્લૅંડના લોકોને વિશ્વાસ નહોતો તેનો કાર્યક્રમ અશક્ય લાગતો હતો તે એક નાનું સામાહિક ચલાવતી હતી તેના ઘરાક પણ નહોતા તેઓને પાર્લામેંટરી ટોળીની સાથે બનતું નહીં, મજુર પક્ષની સાથે હમ્મેશનો ઝઘડો તો હતો જ આયર્લૅંડના સ્વયંસેવકોની ફોજનો આખો કાર્યક્રમ તેમને કબુલ નહોતો ચુંટણીમાં એક જ વખત તેમોએ ભાગ લીધો હતો, અને તેમાં ખુબ સખ્ત હાર ખાધી હતી જ્યારે નૅશનલીસ્ટો હોમરૂલની આતુરતાથી રાહ જોતા હતા ત્યારે તેઓની ગણતીમાં જ તે ન હોતા. પાર્લામેંટરી પક્ષને જ્યારે આયર્લૅંડનું ભલું ઈંગ્લાંડને હાથે થશે એવો

વિશ્વાસ હતો ત્યારે આ લોકોને જરા પણ ન હોતો. જ્યારે આ ટોળી પોતે શું કર્યું છે અને કરવાની છે તેની વાતો કરતી ત્યારે આ લોકો કહેતા કે તમે તો ઈંગ્લાંડની સાથે સંબંધ રાખવાના મતના ઉપાસકો છો. જ્યારે લીબરલ પક્ષ ટોરી પક્ષની સાથે આયર્લૅંડના હિત બાબત સખ્ત લડતો હતો ત્યારે તેઓ કહેતા હતા કે, 'તમારી દાનત માટે અમને શક છે. તમે અમને તમારા ટોરી ભાઈઓ કરતાં વધારે વહાલા એ બનવું અશક્ય છે.' હમ્મેશાં તેઓ અંગ્રેજી પક્ષોના અને અંગ્રેજી પ્રજાના અવિશ્વાસનો પાઠ બોલતા હતા અને શીખવતા હતા. આ જાતની તેમની વર્તણુક આયર્લૅંડના મજુર પક્ષને સમજ્યા વગરનું ઝનુન જેવું લાગ્યું હતું. આયર્લૅંડની પ્રજાને પણ અજાયબી લાગી કે આ લોકો કેવી રીતે લીબરલ પક્ષને પોતાના દુશ્મન અને અલસ્ટરના સ્વયંસેવકોને પોતાના દોસ્ત માની શકે છે.

સીનફીનનું ભવિષ્ય જ્યારે નબળામાં નબળું લાગતું હતું ત્યારે સંજોગો એવા બનતા હતા કે આખુ આયર્લૅંડ સીનફીન બને. સને ૧૯૧૪ની શરૂઆતમાં પાર્લામેન્ટ ઉઘાડતી વેળાનું શરુઆતનું ભાષણ શ્રીમાન સમ્રાટે કર્યું. તેમાં આ લોકોને કંઈક તદબીર લાગી. બીજે મહીને વડા પ્રધાને યુનીઅનીસ્ટ એટલે અલસ્ટરવાસીઓ અને નૅશનાલીસ્ટો વચ્ચે આયર્લૅંડને વેહેચી આપવાની દરખાસ્ત કરી, અને તે આયર્લૅંડના પક્ષે કબુલ રાખી. આ દરખાસ્તથી જેટલુ નુકશાન હોમરુલ બીલને થયું એટલું બીજા કશાથી થયું નહીં. આ દરખાસ્તનુ નામ પડતાં જ પાર્લામેન્ટની ટોળીની સામે તો આયર્લૅંડમાં હોહાકાર થઈ રહ્યો અને તેનો ભાંગીને ભુક્કો થઈ જવાનો વખત આવ્યો. 'સીનફીન'વાળાઓનુ ચઢી વાગ્યું. આ વખતે તેમણે જે લખ્યું તેની અસર ઘણી ઉંડી થઈ. 'સીનફીન'છાપાએ લખ્યું કે, 'અલસ્ટર યા તેના એક ભાગને મૂકીને હોમરુલની વાત કરવી એ દેશદ્રોહ કરવા સમાન છે. જ્યારે પરમેશ્વરે આ દેશ બનાવ્યો ત્યારે તેની ચતુઃસીમા ફેરવવાનું યાવચ્ચંદ્રદીવાકરૌ સુધી માણસની સત્તાની બહાર રાખ્યુ છે. જ્યાં સુધી ઇંગ્લાંડ બળવાન છે અને આયર્લૅંડ નબળું છે ત્યાં સુધી ઇંગ્લાંડ આ દેશપર જુલમ કરશે, પણ તેના કકડાકકડા તો નહીં જ કરી શકે.' 'આઇરીશ ફ્રીડમ' નામના છાપામાં લખાયું કે, 'જો આ આયર્લૅંડની પ્રજાને મરવાનું જ હોય તો ભલે બહાદૂરીથી લડતા મરે, પણ પોતાનામાંથી એક કટકો કાપી

ઈન્ગ્લાંડને આપવા જેટલી નીચતા તો ન જ કરે. અલસ્ટર તો આયર્લાંડનું છે જ અને રહેશે જ. જો કે આયર્લાંડની પ્રજાની રાજદ્વારી અને સામાજિક બાબતો અલસ્ટરના રહેવાસીઓને કડવી ઝેર જેવી લાગે છે તોપણ તેમને તે ગળવી પડશે. જો તેમને લડાઈ જોઇતી હશે તો અમે તેમની સાથે લડશું, પણ તેમને અમારાથી છૂટા પડવા દઇશું જ નહીં અને નહીં' મજુર પક્ષના વિચારો આ બાબત કંઈ જોરદાર નહોતા. 'આઇરીશ ફ્રીડમ' નામના છાપામાં જેમ્સ કોનોલીએ લખ્યું કે, 'મજુર પક્ષે તેની મજબુત સામે થવું, અલસ્ટરના મજુરોએ મરે ત્યા સુધી સામે થવુ' તેમણે તો આ તક લઈ લોકોને તેમની ફોજમાં જોડાવાની સલાહ આપી

સીનફીનવાળાઓએ જોયું કે, હરહમેશ અલસ્ટરવાળાની ખુશામત કરી, ભાઈ, તમને શું જોઇએ છીએ, તમને શું મળે તો રાજી થશો એમ પૂછ્યાં કરવામા સાર નહોતો તેમને જે જોઇતુ હતું તે એ હતું કે આયર્લાંડની પાર્લામેન્ટમા પ્રોટેસ્ટંટોની હમેશા બહુમતી રહે અને તેવુ જ હોમરુલ ઈંગ્લાંડે આયર્લાંડને આપવુ આ વાત કોઈ પણ રીતે કબુલ કરી શકાય એવી હતી જ નહી આ વાત તો મૂળ મુદ્દાથી તદ્દન વિરુદ્ધ હતી તે છતાં તેમની દરેક બીકોને મટાડવાને જે કંઈ વ્યાજબી બનતુ કરવુ જોઇએ તે કરવાને તેઓ રાજી હતા તેથી સને ૧૯૧૪ ના એપ્રિલ મહીનામા ડબ્લીનમા મળેલી સીનફીન સભામા તેઓએ કેટલાક રસ્તાઓ સૂચવ્યા એ સૂચનાઓ ઘણી જ ઉદાર અને કોઈ પણ સમજુ આદમી કબુલ કરે એવી હતી પણ અલસ્ટરના ભેજાફારેલ નાયકોને તો એ તરફ જોવાનુ પણ ઠીક લાગ્યુ નહીં. તેઓનો વિચાર તો લડાઇની ધામધુમથી અને ટોરી પક્ષની મદદથી હમ્મેશને માટે આયર્લાંડને હોમરુલ આપવાની વાત સુવડાવી દેવાનો હતો તેઓએ ઈંગ્લાંડના લશ્કરને ફોડવાનુ છચોક શરુ કર્યું કેટલાક ફારેગ થએલા પ્રોટેસ્ટંટ પણ અંગ્રેજ અમલદારોએ અલસ્ટરના સ્વયસેવકોને કેળવવાનુ માથે લીધુ જે અંગ્રેજો લશ્કરમાં હતા તેઓએ જાહેર કર્યું કે, 'જો તેઓને અલસ્ટરમાં સુલેહ જાળવવાનુ કહેવામાં આવશે તો તેઓ તેમ નહીં કરશે' તેઓ તે વખતે જાણતા હતા કે કેટલાક અલસ્ટરવાળાઓ લશ્કરી અસબાબના ભંડારો લુટવાની તૈયારી કરતા હતા. અલસ્ટરના મુખ્ય શહેર બેલફાસ્ટમાં છડેચોક એમ બોલાતું હતું કે, બંદુક ભરીને જે વહાણ હોમ-

જર્મેથી (જર્મનીથી) આવતું હતુ તેને બાદશાહી નૌકાખાતાંના એક વહાણે જોયુ તો પણ તેને આયર્લાંડ આવતુ અટકાવ્યું નહીં અને જવા દીધું. અલ્સ્ટરવાસીઓનો વિચાર તો એવો હતો કે, જે ઘરમાં આગ લાગી હોય તેને તોડી પાડવું જો પ્રોટેસ્ટંટોનો લાભ કચડાઈ જવાનો હોય તો પછી બ્રિટનનું બંધારણ કે જેણે તેને ઉછેર્યું હતું તેને પણ કચડી નાખવુ અલ્સ્ટરમાંના સૈન્યના અમલદારોની આવી વર્તણુકથી બીજા ઘણા ખુશી થયા જો અમલદાર એમ કહી શકે કે, ફલાણો હુકમ હુ માનીશ અને ફલાણાને હુ તાબે થઇશ નહીં, તો પછી તેવો જ હક્ક શા માટે એક સામાન્ય સિપાહીને ન હોય? જો સૈનિક અમલદારો અલસ્ટરની સામે કામ કરવા ના પાડે, તો પછી શા માટે સામાન્ય સિપાહીએ એક હડતાળી-આપર ગોલી છોડવી? ઇંગ્લાંડના મોટા માણુસોએ આવા કટોકટીના વખતમા શુ કર્યુ? તેમણે કયા સખ્ત પગલા ભર્યા? તેમણે સૈન્યના કેટલા અમલદારોને બરતરફ કર્યા યા લશ્કરી અદાલત મારફતે તપાસાવ્યા? તેઓએ તો છૂટછાટની નીતિ પસંદ કરી વફાદાર અલસ્ટરવાસીઓની જરા ગેરસમજુતી થઈ હતી જેને માટે બન્ને પક્ષ જોખમદાર હતા રાજદ્વારી વાધાઓમાં પશુબળ વાપરવાનો ઇરાદો તેઓનો હતો જ નહી, માટે પાર્લામેન્ટમાં તેની તકરાર ઉભી કરવાની જરૂર ન હતી અંગ્રેજી લડાઇખાતાંના પ્રધાનને કાંઈ કારણે ખસેડવામા આવ્યો, વડા પ્રધાને લડાઈ ખાતાના વડાનુ કામ કરવુ શરૂ કર્યુ અને આયર્લાંડના લોકો સિવાય સર્વે સતોષ પામ્યા આ વાચતા જાણે એમ જ લાગે છે કે હિન્દમા ૧૯૧૯ મા બનેલા બનાવો, આગળ આયર્લાંડ બની ગયેલા બનાવોની ફરી બીજી આવૃત્તિ હતી જનરલ ડાયરે હિન્દના સેંકડો આદમીઓને ગોળીબારથી મારી નાખ્યા, પશુઓમાં શરમાવે એવા બીજા ઘણા બનાવો બન્યા, તપાસની માગણી થઈ, તપાસના પરિણામે એ લોકોએ ખોટુ કીધુ છે એમ ઠર્યું, ગેરસમજુતીથી કર્યું હશે એવુ સરકારે જાહેર કર્યું, પણ હિન્દની લાગણી જોઈ તે અમલદારોને લખી મોકલ્યુ કે તમે ખોટુ કર્યું છે, અને જનરલ ડાયરને પેનશનપર મોકલ્યા ઈગ્લાંડમા તેથી સર્વે સતોષ પામ્યા હિન્દના લોકો તો હિન્દીઓના લોહી રેડનારને ઇગ્લાંડે આવો ન્યાય આપેલો જોઈ અજબ થયા, દીલગીર થયા, અને છેવટે તેમનો બ્રિટીશ ન્યાયપરથી વિશ્વાસ ઉઠી ગયો.

મી૦ રેડમંડને આ વખતે લાગ્યુ કે, આઇરીશ સ્વયંસેવકોની ફોજનાં વધારો થતો જ જતો હતો અને તેમના મુદ્દાઓ અને હોમરુલ બીલના મુદ્દાઓનો મેળ ખાઈ શકતો ન હતો તેથી તેણે તેને પોતાની ટોળીના આસરા તળે લાવવાનું શરુ કર્યું એ ફોજને દાબી દેવાનું બની શકે એમ નહી હોવાથી એની કમીટીપર પચ્ચીસ આદમી પોતાના રાખવાની માગણી કરી તે માગણી કબુલ થઈ આથી પહેલા તો એમ લાગ્યુ કે લડાઇનો ભય ઓછો થયો છે ખરી વાત તો એ હતી કે એથી ઉલટો ભય વધ્યો 'સીટીઝન આર્મી, (શહેરીઓનું લશ્કર)ના નેતાઓએ આ નવી કમીટીપર તરત જ ટીકા કરવી શરુ કરી તેઓએ લખ્યુ કે, હમણાની નવી કમીટીમાં (સર રોજર) કેસમેંટ સિવાય કોઈ વિશ્વાસલાયક આદમી નથી ફોજના આદમીઓ સારા છે, તેમને તો સર્વને માટે સ્વતન્ત્રતા જોઇએ છીએ ત્યારે શા માટે આવી નમાલાઓની કમીટીના હાથે કામ લેવુ શરુ કર્યું છે? તેઓએ કહ્યુ કે કમીટીના આદમીઓ તો સરકારી નોકરી અને પદવીની પાછળ દોડનારા છે અને રાજદ્રોહી ઠગો છે અને તેમની સાથેનો સમ્બંધ તોડવો જોઇએ સીનફીનવાળા પણ કંઈ કમ લખતા નહોતા તેઓએ લખ્યુ કે, રેડમંડ તો મી૦ એસ્કવીથ અને મી૦ બીરલના હાથમાં હથિયારરૂપ છે કે જેઓનો વિચાર આઇરીશ સ્વયંસેવકોની ફોજનો નાશ કરવાનો છે જ્યારે મી૦ રેડમંડે અમેરીકાને પૈસા માટે અરજ કરી ત્યારે તેઓએ કહ્યુ કે, પૈસા શું માંગો છો, હથિયાર માગો અને હથિયારબંધીનો કાયદો રદ કરાવો અમારો મુદ્દો તો આયર્લાંડને માટે છૂટાપણુ મેળવવાનો છે જેઓ આ બાબતમાં કંઈ કરવા માગતા હોય તેમણે પોતાની કમીટી કરવી અને રેડમંડની કુપનીથી દૂર રહેવુ 'આઇરીશ ફ્રીડમે તો લખ્યુ કે આયર્લાંડને જો ઈંગ્લાંડ કરતા કોઇથી વધારે નુકસાન પણ હોય તો તે મી૦ રેડમંડની પાર્લમેન્ટ પક્ષની ટોળીથી છે એ કમીટીના એક સભાસદે પાછળથી લખ્યુ છે કે, નવા જોડાયના સભાસદોએ તેમને કાંઇ જ મદદ નહોતી કરી જુના સભાસદો પોતાની જ જોખમદારીથી હથિયાર મંગાવ્યા જતા હતા અલસ્ટરવાળાઓની માફક તેમણે હથિયાર ભરેલુ એક વહાણ આયર્લાંડ મંગાવ્યુ પણ આ કંઈ અલસ્ટરવાસીઓનુ વહાણ ન હતું એટલે સરકારે તે પકડ્યુ સ્વયંસેવકો લડ્યા અને બંદુકો લઈ નાશી ગયા નાસીપાસ થયેલા સૈનિકો પાછા ફર્યા અને ડબ્લીનના રસ્તાઓમાં ગોળીબાર કર્યો આ વખતે બેલજીઅમમાં તોપોનો માર શરુ થયો હતો

## ભાગ ૪ થો

જોન મીચલે કહ્યું હતું કે, 'જો યુરોપમાં લડાઈ સળગે તો તે તક એક મજબુત રાષ્ટ્રીય ટોળી ઝડપી શકશે.' મી૦ સોરીને (જે પાછળથી એટરની-જનરલ થયો હતો તેણે) કહ્યું હતું કે, "ઈંગ્લાંડ અને આયર્લાંડનું જોડાણ કાયદાથી કબુલ કરાવી શકાશે, પણ અંતઃકરણથી નહી. ઇંગ્લાંડ જ્યાં સુધી બળવાન છે ત્યાં સુધી એના કાયદાને તાબે થઇશું, પણ તેની સામે થવાની એક ફરજ તો અમારે માટે હમ્મેશની રહેશે અને ડાહાપણ બતાવશે કે અમારે ઈંગ્લાંડની સામા કયારે થવું?" ઇંગ્લાંડ અને જર્મની વચ્ચે કચવાટ ચાલ્યા કરતો હતો તે કંઈ આયર્લાંડના દીર્ઘદૃષ્ટિવાળાઓની નજર બાહાર નહોતો. સને ૧૯૦૦ માં 'યુનાઇટેડ આઇરીશમેન' નામના છાપાએ આયર્લાંડવાસી અને જર્મન લોકો વચ્ચે અમેરીકામાં ઐકય છે તે બાબત સંતોષ જાહેર કર્યો હતો. જ્યારે લડાઈ પહેલાં બે વર્ષપર મી૦ ચર્ચીલે 'વફાદાર આયર્લાંડ' બાબત ઇસારો કર્યો હતો ત્યારે "સીનફીન" છાપાએ લખ્યું હતુ કે, "જર્મની બાબત અમારે કંઈ ગેર-સમજુતી નથી. જો જર્મની જિતી અમારા દેશમાં આવશે તો આટલાંટિક મહાસાગરપર અમારા દેશના કીનારાપરથી રાજ્ય કરશે, અને અમને ઇંગ્લાંડ કરતાં વધારે સારી શરતો આપશે. તે અમને જર્મનીનાં રાજ્યોમાં જે જાતનું હોમરૂલ છે તે આપશે. આયર્લાંડ જર્મનીની સત્તા હેઠળ, ઈંગ્લાંડની સત્તા હેઠળ આબાદ થયું તે કરતાં વધારે આબાદ થશે, એમાં શક નથી. પણ તે કારણે અમારે કંઈ શેઠ બદલવો નથી. પણ આ તો અમે મી૦ ચર્ચીલ જે અમને બનાવટી હોમરુલ આપવા માંગે છે તેને જણાવવા માટે જ કહીએ છીએ કે, આયર્લાંડના લોક ઇંગ્લાંડને મદદ ન કરે તો જર્મની પાસેથી તેને વધારે સારી શરતો મળી શકે એમ છે.' આ વિચારો જે આઇરીશ ટોળી પશુબળની સામે હતી તેના છે.

સને ૧૯૧૧ માં જોન ડેવાયે એક કાગળ અમેરીકાથી 'આઇરીશ ફ્રીડમ'માં લખ્યો કે, જલદીથી ઈંગ્લાંડ અને જર્મની વચ્ચે લડાઈ થશે તે વખતે ઈંગ્લાંડ દરેક આદમીને સૈન્યમાં જોડાવાની ફરજ પાડવાનો કાયદો પસાર કરશે અને તે વખતે આયર્લાંડે કયાં તો ઈંગ્લાંડની બાજુપર યા તો સામે લડવું પડશે.' એક મહીનો રહીને તેજ પેપરમાં વળી એક બમ લેખ છપાયો

તેમાં આ પ્રમાણે હતું: 'વુલ્ફ ટોનને જ્યારે ફ્રાંસની મદદ માંગી હતી, પણ તેથી તેણે આયર્લાંડની પ્રજાને હાથ જોડીને આળસુ બની બેસી રહેવા કહ્યું નહોતું. અને જે કારણોએ ટોને ફ્રાંસને આયર્લાંડમાં પ્રજાસત્તાક સ્થાપવા કહ્યું હતું તે જ કારણો આજે જર્મનીને લાગુ પાડવામાં આવે છે.' ટૂંકમાં આ લોકોનો વિચાર વુલ્ફ ટોનનો જે વિચાર ૧૭૯૮ માં હતો તેજ હતો. તે એ કે લડાઇમાં ફ્રાંસ યા જર્મનીને ઈંગ્લાંડની સામે મદદ કરવી, કે જેથી તે ફત્તેહમંદ થાય અને તેમને ઈંગ્લાંડની ધુસરીમાંથી છોડવે અને તેઓની સંપૂર્ણ સ્વતંત્રતા જાહેર કરે. અમને આ બાબતસર જર્મનીની દાનતપર બીલકુલ શક હતો જ નહી તેમને એમ નહોતું લાગતું કે, જર્મની દુનિયામાં સર્વોપરી થવા માગે છે તેમને તો એમ જ લાગતું હતું કે, ઈંગ્લાંડની રાજનીતિમાંથી અને કાવાદાવાની જાળમાંથી તે છૂટવા માગે છે. સીનફીનો પોતાની આર્થિક નીતિ, ઉપર જણાવી ગયા છીએ તે પ્રમાણે, ફ્રેડરીક લીસ્ટ નામના જર્મન પાસેથી શીખ્યા હતા, અને સીનફીનવાળા માનતા હતા કે જેમ જર્મનીનો ઉદ્ધાર એ નીતિથી થયો છે તેમ તેમનો પણ થશે. તેમને જર્મની જ એખલુ આખા યુરોપમાં એટલું બળવાળું દેખાયું કે જે ઈંગ્લાંડની સત્તા સામે માથું ઉંચકી શકે. આયર્લાંડ આટલાંટીક મહાસાગરની કુચીરૂપ છે તે કુંચી ઈંગ્લાંડના કબજામાં છે. પણ એ કુચીરૂપ આયર્લાંડ સ્વતંત્ર થાય અને ઈંગ્લાંડના હાથમાંથી જાય તો ઈંગ્લાંડ નરમ પડે અને આયર્લાંડ પોતાને ગમે અને ફાયદો થાય તેની સાથે મૈત્રી કરી શકે. આયર્લાંડની પ્રજાનો વિચાર કંઈ શેઠ બદલવાનો હતો જ નહીં. તેમનો વિચાર તો શેઠને જ હાંકી કાઢવાનો હતો. ઈંગ્લાંડની ધુસરીમાંથી નીકળી જર્મનીની ધુસરીમાં પેસવાનો હતો જ નહીં, પણ જુના શેઠની તાબેદારીમાંથી નીકળી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો હતો.

આ બધું છતાં જે સન્જોગોમાં લડાઇની શરુઆત થઈ તે વખતે જર્મનીની બાજુમાં જવા તેઓ તૈયાર ન હતા. એ ખરી વાત છે કે, એ લોકોને ઈંગ્લાંડે જણાવેલાં લડાઇનાં કારણોપર અથવા તો બેલજીઅમ પર થયેલા જર્મનીના અવિચારી હુમલા અને ત્યાં ગુજરતા અત્યાચારોના હેવાલોપર જરા પણ વિશ્વાસ નહોતો. લડાઈ શરુ થઈ ત્યારે હોમરુલ બીલ પસાર થયું નહોતું. જો કે ઈંગ્લાંડમાં બે મોટી ટોળીઓએ પોતાની મહિ-

માંહેની લડાઈ તરત વેળા મોકુફ કરી હતી, પણ તેવું કંઈ આયર્લોંડમાંની ટોળીઓ કરે? શું આયર્લોંડ ઈંગ્લાંડને ટેકો આપશે? મી૦ રેડમંડે આ વખતે શું કરવું? આ અમૂલ્ય તકનો લાભ લેવો એ રસ્તો ડાહાપણ સૂચવતું હતું અને આયર્લોંડનો ટેકો હોમરુલના બદલામાં આપવાની માગણી કરવી, અને જો તે માગણી નાકબુલ થાય તો તેની બદનામી અલસ્ટરવાળાને માથે રહે. તેમ બીજા હાથપર બીનશરતે આયર્લોંડનો ટેકો આપવાની માગણી કરવી અને આયર્લોંડના હકોને માટે અંગ્રેજી રાજદ્વારી પુરુષોના અંતઃકરણપર આધાર રાખવો એ બીજો રસ્તો હતો. મી૦ રેડમંડે જો શરત કરી ટેકો આપવાનું કહ્યું હતે તો આખું નેશનલીસ્ટ આયર્લોંડ તેને ટેકો આપતે; પણ તેણે તો બીનશરતે ઈંગ્લાંડને ટેકો આપવાનું જાહેર કર્યું. ઈંગ્લાંડને તેને જણાવ્યું કે તમારો એકેએક સીપાહી આયર્લોંમાંથી ખેંચી લ્યો અને આયર્લોંડના લોકો આયર્લોંડનો બચાવ કરશે. આ માગણીથી આમની સભાપર, ઈંગ્લાંડપર અને આખા રાજ્યપર મોટી અસર થઈ. હોમરુલ બીલ પસાર થયું અને રાજાની સહી પણ થઈ, પણ સાથે સાથે તેને લડાઈ પૂરી થાય ત્યાં સુધી મુલતવી રાખનારો કાયદો પણ પસાર થયો. હોમરુલના દુશ્મનોને એટલે કે અલસ્ટરવાસીઓને વડા પ્રધાને વચન આપ્યું કે, એનો અમલ થતાં પેહેલાં તમને ખુંચતી કલમો સુધારવામાં આવશે. મી૦ રેડમંડ આવા સંજોગોમાં આયર્લોંડમાં ઈંગ્લાંડને માટે મદદ લેવા આવ્યા.

હિન્દુસ્તાનમાં તો વસ્તુસ્થિતિ સહેજ ફેર હતી. હિન્દની સરકાર તો અંગ્રેજછે. તેણે હિન્દનો સર્વ ખજાનો, દરેક સીપાહી અને સર્વે તોપ લડાઇમાં મદદ કરવા આપવાની માગણી કરી અને એ માગણી કબુલ થઈ; પછી તે હિન્દીઓની આગળ રજુ થઈ. હિન્દીઓએ તે માગણી અને કબુલાત એક અવાજે વધાવી લીધી. કોઇએ કંઈ વાંધો કાઢ્યો નહીં. શરત કરવાનું સુઝ્યું પણ નહીં; સ્વપ્ને પણ એ વાત યાદ આવી નહીં. પાણીની માફક હિન્દે પૈસો આપ્યો. હિન્દે પોતાના શુરવીર પુત્રોના લોહીની ઈંગ્લાંડને માટે નદી વેહેવડાવી. શું હિન્દને હિન્દની નોકરશાહીએ બદલો નથી વાળ્યો? વાળ્યો છે; શું રાઉલેટ કાયદાની બેડીથી હિન્દને વધારે જકડ્યું નથી? શું પોલાદી ચોકઠાંવાળા સનદી નોકરીથી હિન્દને જકડી રાખવાનો તેનો

નિશ્ચય નથી? શું ઈંગ્લાંડ હિન્દને ભુલી ગયુ છે? ના; હિન્દી શાસનતંત્ર સુધારાનું બીલ પસાર કર્યું છે અને તેથી હિંદની સ્વતંત્રતાને મારેની ભુખને ટુકડે ટુકડે મટાડવાની પોતાની નેમ જાહેર કરી છે. આમ કરવામાં પણ ઈંગ્લાંડે પોતાનુ બીનસ્વાર્થીપણું જાહેર કર્યું છે. ઈંગ્લાંડના વિચારે જો ટુકાંડાઓ હિંદને આખો રોટલો એક્કી વખતે ખાવા આપે તો હિન્દને અપચો થઈ અકાળે મરી જાય માટે આમ જ કરવુ ઠીક છે.

આયર્લાંડ પણ ઈંગ્લાંડના રાજદ્વારી પુરુષોની આગલી ચાલચલણુ ભુલી ગયુ ૪૦,૦૦૦ થી ૫૦,૦૦૦ આયર્લાંડના નેશનાલીસ્ટો લશ્કરમાં જોડાયા આયર્લાંડમાંના અલસ્ટરવાસીઓએ અને નેશનાલીસ્ટોએ એકસરખી સંખ્યામાં આદમીઓ સૈન્યમા મોકલ્યા. સીનફીનવાળાઓએ જુદી જ વલણ પકડી તેમના એક પત્રે લખ્યુ, 'આયર્લાંડ કાંઈ જર્મની સામે લડાઇમા નથી ઉતર્યું, તેને યુરોપની કોઈ પણ પ્રજા સાથે લડાઈ નથી યુરોપની બે પ્રજાઓ આયર્લાંડ પર જે પ્રજા ડબ્લીનના કિલ્ના (કાસલ)માથી રાજ્ય કરે છે તેની સાથે લડાઇમા ઉતરી છે આયર્લાંડની આબરુ લેનારા આજે આયર્લાંડના વખાણ કરે છે અને તેની પ્રજાને લાડ કરે છે. ઈંગ્લાંડને મદદ જોઇએ છે અને મી૦ રેડમંડ પોતાના જાતિસ્વભાવ પર જઈ મદદ આપવાને ધસ્યા પણ છે, અને તે પણ કશા બદલા વગર. જો ઈંગ્લાંડ લડાઇમાં જીતશે તો સને ૧૮૬૪ થી કોઈ પણ વાર કરતા વધુ ને વધુ બળવાન થશે, અને ત્યારે તે જે આયર્લાંડને આજે પ્રેમ કરે છે તેને જ લાત મારશે, અને આયર્લાંડ તેને લાયક પણ ગણાશે. જો ઈંગ્લાંડ લડાઇમાં હારી જશે તો ઈંગ્લાંડની તરફદારી કરવા માટે તેને સજા પણ ભોગવવી પડશે અમે આયર્લાંડવાસીઓ નેશનાલીસ્ટો છીએ, અને અમારી ફરજ આયર્લાંડના ફાયદા તરફ જ નજર રાખવાની* છે, અને ઈંગ્લાંડ, જર્મની અથવા બીજી કોઈ પણ બહારની પ્રજાનું હિત તપાસવાનું કામ અમારુ નથી સરકારને ગમે તો હાલનું હોમરુલ બીલ ખેંચી લઈ બીજું વધારે સારું પસાર કરે, અને ત્યારે જ આયર્લાંડના લોકોને પોતાના રાજબંધારણને માટે લડવાનો ઉત્સાહ આવશે. હમણાં તો કંઇ જ નથી જોઇએ તો ડબ્લીનમાં એક કામચલાઉ સરદાર મી૦ રેડમંડ અને સર એડવર્ડ કારસન ઉભી કરે, અને અમે તેને તાબે થઇશું. પણ અમારામાં વિશ્વાસ રાખો અને અમે તમારું ભલું કરીશુ અને

અમે જ તમારા માટે ઈશ્વરના નીમેલા ટ્રસ્ટીઓ છીએ એ જાતની વાત ઘણી વાર આગળ થઈ છે અને અમને તેમાં વિશ્વાસ નથી. જો આયર્લાંડના સ્વયંસેવકો આયર્લાંડનો બચાવ કરવાનો હોય તો તે આયર્લાંડના વાવટા હેઠળ અને આયર્લાંડવાસી અમલદારોના હાથ તળે લડે ત્યારે જ. જો બીજી રીતે લડશે તો પોતાના દેશની ગુલામગીરી કાયમ કરશે. જર્મનીને અમારે કશો સંબંધ નથી, તેમ તે અમારું દુશ્મન પણ નથી. અમારી ખાનાખરાબીને માટે તે જોખમદાર નથી. ઈંગ્લાંડના ઉભા કરેલા દુશ્મનોથી જર્મની ઘેરાએલું છે, અને તેની વચ્ચે જે બહાદુરીથી એકલે હાથે તે લડે છે તેને માટે કોણ વખાણ કર્યા વગર રહેશે?'

જ્યારે હોમરૂલ બીલ પસાર થયું અને તેનો અમલ કરવાનું મુલતવી રખાયું ત્યારે સીનફીનવાળાઓએ લખ્યું કે, 'દગો થયો છે' અને ક્રેટનના બોલોમાં લખ્યું કે, "જો મહારાજ્ય અને આયર્લાંડના હીત સામસામા થાય તો 'આયર્લાંડ જીવો અને મહારાજ્ય મરો.'" 'આઇરીશ ફ્રીડમ'ના છાપાંએ મોટા કાળા અક્ષરે છાપવા માણ્યુ, 'આયર્લાંડ પહેલાં, છેલ્લાં અને સર્વ વખતે," 'જર્મની આયર્લાંડનું દુશ્મન નથી," 'જો ઈંગ્લાંડ આયર્લાંડમાંથી પોતાનું લશ્કર ખેંચી લે તો આયર્લાંડના સ્વયંસેવકો આયર્લાંડનો જર્મની તો શું પણ અન્ય કોઈ પણ રાજ્યની સામે બચાવ કરશે;' 'અમારે સ્વતંત્રતા સ્વમાન વેચીને નથી મેળવવી.' આયર્લાંડનો મજુરપક્ષ પણ એવી જ વાતો કરતો હતો. તેણે મી૦ રેડમંડની વગર શરતે અને વગર બદલે મદદ આપવાની વાતને મશ્કરી કરી હસી કાઢી. નેશનાલીસ્ટો જેઓ આયર્લાંડના અને અલસ્ટરના સ્વયંસેવકો સાથે જોડાઈ કામ લેવાની વાતો કરતા હતા તેઓએ તેની ઠેકડી કરી. 'જો ઈંગ્લાંડને મહારાજ્ય જોઇતું હોય તો તેણે તેનો બચાવ કરવો જોઇએ. કોઈ પણ આયર્લાંડવાસીઓએ પોતાનો દેશ છોડવો નહી. તમારી બંદુકો તમારા ખરા દુશ્મનોને માટે રાખો.' આવાં લખાણો લાંબો વખત ચાલ્યા નહી. લડાઇની શરુઆત પછી ત્રણ મહીનામાં સીનફીન, રીપબ્લીકન અને મજુર પક્ષના સર્વ છાપાં પોલીસે બંધ કર્યાં.

ઈંગ્લાંડને લડાઇને માટે સૈન્યમાં માણસની ભરતી તો જોઇતી હતી. નેશનાલીસ્ટો અને અલસ્ટરવાસીઓ સૈન્યમાં જોડાતા હતા. પણ તે બેની સાથે જુદી જુદી રીતે વર્તવામાં આવતું હતું, અને તે એવી રીતે કે તરત જ

સમજાઈ જાય કે લડાઈ ખાતું એમ ચોખ્ખું દેખાડવા માંગે છે કે, તે એકનું કામ પસંદ કરે છે અને બીજાને શકની નજરે જોય છે. અલસ્ટરવાળાઓને તેમના જ અમલદારો રાખવાની છૂટ આપીને અલસ્ટરવાસીઓએ પૂર્વે કામ ચલાઉ સરકારના રક્ષણને માટે જે રીજમીટો ઉભી કરી હતી તે તેમની તેમ જ લડાઈ ખાતાએ લઈ લીધી. તેઓની જોડે જો કોઈ કેથોલીક અથવા નેશનાલીસ્ટ જોડાવા માગે તો તેમને ના પાડવામાં આવતી હતી. તેઓ કુચ કરતી વખતે પોતાના જ ગીતો ગાતા હતા, અને તે પણ જ્યારે નેશનાલીસ્ટ કે કેથોલીક ગામડાઓમાંથી પસાર થાય ત્યારે.

સને ૧૯૧૪ મા એક જાહેરખબર 'ઇવનીંગ મેલ' પત્રમાં બાહાર પડી કે રોયલ આઇરીશ ફ્યુઝીલીઅર્સની એક નવી રીજમીટ ઉભી થાય છે, પણ તેમા અલસ્ટરવાસી સિવાય કોઇથી જોડાઈ શકાશે નહી અલસ્ટરના સૈન્યને તેની જ છાવણીઓમા તાલીમ મળતી ત્યારે નેશનાલીસ્ટોને ઈંગ્લાંડ વહાણુમા ભરી મોકલવામા આવતા હતા. અલસ્ટરવાળાઓને તેમના જ વાવટા હેઠળ લડવાનુ હતુ, પણ નેશનાલીસ્ટોને જે યુનીયન જેક વાવટાને તેઓ પોતાની પરતન્ત્રતાની બેડીના ચિન્હરૂપ સમજતા હતા તેની હેઠળ લડવાનું કહેવામા આવ્યુ આ બધાની અસર એક જ થઈ શકે, આનો નતીજો એક જ આવી શકે જે લોકો આવી વર્તણુકને માટે જોખમદાર હતા તેઓ જાણતા જ હોવા જોઇએ કે, આનું પરિણામ કેવુ આવશે? આમ કરીને તેઓએ નેશનાલીસ્ટોનો સૈન્યમાં જોડાવાનો ઉત્સાહ નરમ કરી નાંખ્યો, અને પછી જાહેર કર્યું કે નેશનાલીસ્ટોનાપર મોટી ફોજ ઉભી કરવાની આશા બાંધી હતી તે ફળિભુત થતી નથી, અને છેવટે કહ્યું કે તેઓને તો શક જ હતો કે તેઓ લડવાને દેખાતા હતા તેના કરતા ઓછા આતુર છે આયર્લૉંડના સીપાહીઓના બે ભાગ થઈ ગયા એક ભાગને સત્તાવાળાઓ માનની નજરથી જોતા હતા અને બીજાને તો તેઓ શુ કામ આપે છે તેની નજરથી જોતા હતા લડાઇમાં તો બન્ને પક્ષ એકસરખી બાહાદુરીથી લડ્યા અને ઈંગ્લાંડને માટે લોહી રેડ્યુ હિન્દુસ્તાનમા પણ સૈન્યની ભરતીને માટે જ્યારે છાપાદ્વારા અને ભાષણો મારફતે લોકોને સરકારે અરજ કરવા માંડી ત્યારે નેશનાલીસ્ટોએ કંઈ બદલામાં હોમરુલ માગ્યુ ન હતું, પણ એટલુ જ માગ્યુ કે અમને સૈન્યમાં સીપાહીઓ દાખલ જ જોડાવાનું લોકોને

કહેવું વાજબી લાગતું નથી. જે એક અંગ્રેજ હિન્દમાંથી સૈન્યમાં જોડાય તેને જેટલા હક્ક મળે તેટલા જ તમે એક હિન્દીને આપવા તૈયાર હો તો હજારોની સખ્યામાં હિન્દીઓ સૈન્યમાં જોડાશે. અગ્રેજ અને હિન્દી બન્ને એકસરખી રીતે પોતાનું લોહી રેડવા તૈયાર છે તો પછી એકને વધારે અને બીજાને ઓછા હક્ક શા માટે આપવા જોઇએ? આ વાત અંગ્રેજ સરકારને ગળે ન ઉતરી તેમને તો હિન્દીઓ ખાલી સામાન્ય સીપાહીઓ તરીકે જ જોઇતા હતા અને તેમને કંઈ ખાસ હક્ક આપવો નહી એવો નિશ્ચય કર્યો હતો આ નીતિ હિન્દીઓ તરફ શકની નજરથી જોવાનુ પરિણામ હતું. લો. તિલકે કહ્યુ હતુ કે એ ઓછામાં ઓછા ૫,૦૦૦ માણસ સૈન્યને માટે મેળવી આપવાનુ તે માથે લેશે, પણ તેમને અગ્રેજ સીપાહીઓ જેવા જ હક્ક મળવા જોઇએ આ માંગણીનો અસ્વીકાર થયો, અને જ્યારે પરિણામે ઘણા જ ઓછા આદમીઓ લશ્કરમાં જોડાયા ત્યારે ઍંગ્લોઈંડીયન છાપાઓમા લખાયુ કે હિન્દીઓને સૈન્યમાં જોડાવાની ઇચ્છા જ ન હતી, એઓ તો ફક્ત નહી જોડાવાને માટે બ્હાના શોધતા હતા. મહાત્મા ગાંધીજીએ વગર શરતે અગ્રેજી વહીવટદારોની ઉદારતાપર વિશ્વાસ અને આધાર રાખી બીનશરતે લોકોને સૈન્યમા જોડાવાની અરજ કરી હતી, પણ લોકો તરફથી જ્યારે તેમની વિનતિ ન સભળાઈ ત્યારે ખેડા જીલ્લામાં પગે ખુબ રખડ્યા, મરડાથી પીડાયા અને પરિણામે કેટલાક આદમીઓ મેળવી શકયા. મહાત્મા ગાધીજી અને બીજાઓએ કરેલી મહેનત અને મદદને શુ હિન્દના વહિવટદારો ભુલી ગયા? બીલકુલ નહી. લડાઈ બધ થતાં તેમણે રાઉલાટ એકટ લોકોના એકમતી વિરોધ છતાં પસાર કરી હિન્દપર એક મોટો ઉપકાર કર્યો એ ઉપકારનું હિન્દીઓ રહસ્ય ન સમજ્યા અને ઘોંઘાટ કરવા લાગ્યા અને સભાઓ ભરી ભાષણો કર્યાં ત્યારે જાલીઆનવાળા બાગને ઓડવાયર—ડાયરે ચિરસ્મરણીય બનાવ્યો. મહાત્મા ગાંધીજી અને એવા જ બીજાઓ જેઓને બ્રિટીશ અદલ ઇનસાફ ને ઉદારતાપર અચળ વિશ્વાસ હતો તેને અસહકારીઓ બનાવ્યા, અને કુભકરણની નિંદ્રામાં ઉંઘતી હિન્દને લાત મારી આંખ ચોળતી ઉભી કરી.

લડાઇની શરુઆત પછી થોડાક વખતમાં એક બીજો વાંધો ઉભો થયો. મી૰ રેડમંડે એમ જાહેર કર્યું હતું કે આયર્લાંડના લોકો આયર્લાંડનો

બચાવ કરશે અને એકેએક અંગ્રેજ સિપાહી અને તોપ આયર્લૉંડમાંથી ખેંચી લેશે. પછી આયર્લૉંડમાં લશ્કર ઊભું કરવા માંડ્યું. આયર્લૉંડના લોકોના નેતાઓએ કહ્યું, ભલે લશ્કર ઊભું કરો, પણ તેને આયર્લૉંડની બહાર નહીં લઈ જવું; તેનો ઉપયોગ આયર્લૉંડમાં જ કરવો; યૂરોપખંડ યા બીજે કોઈ પણ ઠેકાણે ન કરવો. મી૦ રેડમંડને આ શરત પણ ન ગમી. એમણે તો સપ્ટેમ્બર ૧૯૧૪માં સ્વયંસેવકોને ભાષણ કરતાં દરિયાપારના દેશમાં પણ જવા કહ્યું. આ વાત કંઈ સીનફીનવાળાઓને, રીપબ્લીકનોને અને નેશનાલીસ્ટોને પસંદ ન આવી. તેમણે વાંધો ઉઠાવ્યો કે જ્યાં સુધી આયર્લૉંડમાં આયર્લૉંડવાસીઓનું રાજ્ય ન સ્થપાય અને તે નવા રાજ્ય તરફથી હુકમ ન મળે ત્યાં સુધી કોઈને પણ આયર્લૉંડવાસી એક પણ પુરુષનું લોહી દરિયાપાર રેડવાની યા એકપણ સ્ત્રીની નોકરી આપવાની માંગણી કરવાની સત્તા નથી. આ બાબત પણ હિન્દીઓએ ઘણી ધ્યાનમાં રાખવાની છે. હિન્દમાં અને ઈંગ્લાંડમાં તે વેળા ઘણાં ભાષણો થયાં હતા અને લેખો લખાયા હતા જેની અંદર એમ બતાવવામાં આવ્યું હતું કે હિન્દી સીપાહીઓને હિન્દના રક્ષણને માટે જ હિન્દની સરહદપર જ કામમાં લેવા અને દૂરના પ્રદેશોમાં તેમને ઈંગ્લાંડની લડાઈઓ લડવા મોકલવા નહી. હિન્દમાં હિન્દીઓની સરકાર હોય અને તે એમ હિન્દી લશ્કરને મોકલે તે વાત એક છે, અને હિન્દની અંગ્રેજ સરકાર ઈંગ્લાંડની પરદેશ ખાતાંની રાજનીતિને લઈને બીજા દેશોમાં ઈંગ્લાંડના ફાયદાને માટે લડાઈ લડાતી હોય તેમાં હિન્દી સિપાહીને લડવા મોકલે એ એક બીજી બાબત છે. આ બાબત ઘણી ચર્ચવા જેવી છે, અને અંગ્રેજ સરકાર પાસેથી એને માટે કબુલાત મેળવવાની ઘણી જરૂર છે.

સને ૧૯૧૪ની પાનખર ઋતુમાં ઈંગ્લાંડ સાથે કોઈ પણ જાતનો સંબધ હોવો ન જોઈએ એ જાતના રાજબંધારણની હિમાયત કરનારું એક સાપ્તાહિક છાપું આયર્લૉંડમાં નીકળ્યું. તેનું નામ 'આઈર-આયર્લૉંડ' હતું. તેના બીજા જ અંકથી તે દૈનિક બન્યું. આ એક નોંધવા જેવી બાબત છે કે અગાઉ આવી નીતિનું હિમાયતી છાપું સાપ્તાહિક પણ ચલાવી શકાતું નહોતું ત્યારે આ છાપું તો બીજા અંકથી દૈનિક બન્યું. આયર્લૉંડવાસી સ્વયંસેવકો અને સીનફીન વચ્ચે કંઈ બહુ પ્રેમ શરુઆતમાં ઉભરાઈ જતો

હોતો. સીનફીનવાળાઓ તેમની ઘણી ભૂલો ઉઘાડી પાડી વારંવાર ટીકા કરતા હતા. આ છાપું આઇરીશ સ્વયંસેવકોના વાજીંત્ર તરીકે બહાર પડ્યું હતું છતાં તેનો અધિપતિ મી૦ આર્થર ગ્રીફીથ હતો જે સીનફીન ચળવળનો સ્થાપક હતો. આ જ બતાવે છે કે આયર્લાંડમાં જે જુદી જુદી ટોળીઓ હતી તે હવે આસ્તે આસ્તે એકત્ર થતી જતી હતી. એના પહેલા જ અંકમાં લડાઈ માટે એના શા વિચારો હતા તેનાપર એક લેખ આવ્યો અને તેમાં તેણે લખ્યું હતું કે, 'આયર્લાંડને જર્મનીના લોકો સાથે કંઈ લડાઈ નથી. આયર્લાંડે બ્રિટીશ વહિવટદારોને હાથે જેટલાં જાણીજોઇને દેવાયલાં દુઃખો ખમ્યાં છે તેટલાં કોઈ પણ સુધરેલી પ્રજાએ ખમ્યા હશે નહી.' ફ્રાંસમાં જઇને સ્વયંસેવકોએ લડવું એવી મી૦ રેડમંડની સલાહને તેણે વખોડી કહાડી હતી. આ પત્રમાં એક કોલમ લડાઇની રોજની તપાસ માટે રાખ્યો હતો. જ્યારે આયર્લાંડના બીજા પત્રો અંગ્રેજી પત્રોમાંથી ઉતારા કરતા હતા, ત્યારે મી૦ ગ્રીફીથે એ છાપાંઓ એકતરફી જ વાતો છાપે છે એમ માની લઇને પોતાની જ ટીકાઓ અને વિવેચન છાપવા માંડ્યાં, અને તેમાં અંગ્રેજો અને તેમના ભાઇબંધોની સ્થિતિ બીજા છાપાંઓ કરતાં કેટલી નબળી છે તે બતાવવા માંડ્યું. જર્મનો જુલમ કરે છે તેવી વાતોનું પૃથક્કરણ કરી તે હસવા સરખી છે એમ બતાવવા માંડ્યું. લડાઇમાં મોકલેલી આયર્લાંડવાસીઓની રીજમીટોની ખબરો છાપવા માંડી. અંગ્રેજી રીજમીટો પાછળ રાખી આયર્લાંડવાસીની રીજમીટોને આગળ કાઢવામાં આવે છે એવું તેણે ઉઘાડું પાડ્યું. અંગ્રેજી સરકારની મૃત્યુની ટીપપર આધાર ન રાખતાં જાણે પોતાને વધારે ખરી ખબરો મેળવવાના ખાસ સાધનો હોય તેમ બીજી વધારે સંપૂર્ણ ટીપો તેણે છાપવા માંડી. જર્મનીના પ્રોફેસરોએ અંગ્રેજો અને તેમના ભાઇબંધો જર્મનો માટે જુઠું છાપે છે એવું બતાવનારો એક લેખ બાહાર પાડ્યો એટલે આ છાપાએ તે આખો છાપ્યો અને તેનાપર દીલસોજી ભરી ટીકા કરી. રોજર કેસમેંટને જર્મનીના પરદેશખાતાંના વડાએ જે વચન આપ્યું હતું તે જાણે મોટા મહત્ત્વનું ખત હોય તેમ તેણે છાપ્યું. "એલ્ટ એકટ" પાસ થશે એમ માની લઈ તેની સામે થવા અને સત્યાગ્રહ કરવાનું પહેલાં જ અંકથી લોકોને સુચવવામાં આવ્યું.

આ જાતના છાપાનો એક જ ફેલાવ થાય. છ અઠવાડીઆમાં તે મરણ-શરણ થયુ. તેનો છેલ્લો અંક ૪ થી ડીસેમ્બર ૧૯૧૪ ને દિને નીકળ્યો હતો અને તે એક જ પાનું હતું. તેમાં તેણે છાપ્યુ હતું કે છાપનારના ઘરમાં લશ્કર દાખલ થયુ હતું અને તેણે તેની મીલકત (છાપાખાનું) કબજે કરી હતી, અને તેનાથી હવે છાપું છાપવાનું ચાલુ રાખી શકાય તેમ ન હતું આ છાપાની એક અસર થઈ. લોકોને અંગ્રેજી સરકારના પસાર કરેલા અને છપાવેલા હેવાલોપરથી વિશ્વાસ ઉઠી ગયો. તેઓ માનવા લાગ્યા કે આયર્લાંડવાસીઓની રીજમીટોનો ઘાણ નીકળી જાય છે અને અંગ્રેજી રીજમીટોને બચાવી લેવામાં આવે છે. જ્યારે અંગ્રેજી છાપાંઓમાં આવતું કે આયર્લાંડની રીજમીટો બહાદુરીથી લડે છે અને લડવૈયાઓ સિંહની માફક લડે છે ત્યારે તેઓ સવાલ પૂછવા લાગ્યા કે, જો તેઓ આવી રીતે બેલ્જીયમ અને બીજા નાના રાજ્યોના છૂટાપણાને માટે લડી શકે તો તેઓ પોતે છૂટાપણું ભોગવવાને લાયક છે એવું અંગ્રેજોને શા માટે સમજાવી શકતા નથી?

અંગ્રેજો આવા સવાલોને અને આવી ઉપરની અસરને લીધે આયર્લાંડના લોકોનો જર્મને તરફ પ્રેમ છે અને પોતાને માટે દુશ્મની છે એમ માનવા લાગ્યા હોમરુલ બીલ પસાર કર્યાથી નેશનાલીસ્ટો એમ માનવા લાગ્યા હતા કે જે સ્વતંત્રતા તેમને આપવામા આવી છે તે તદ્દન ઓછી છે. પણ અલ્સ્ટરવાસીઓને તો તેટલુ પણ પસંદ નહોતું નેશનાલીસ્ટો એમ માનતા હતા કે જેમ માણસોની સૈન્યમા વધારે ભરતી થશે તેમ આપણી સ્વતંત્રતા માટેનો હક્ક વધશે અલ્સ્ટરવાસીઓ એમ સમજતા હતા કે અમે આટલા બધા વફાદાર રહ્યા છીએ અને આટલા બધા માણસો લડાઇમાં મોકલીએ છીએ તેથી આપણે પૂછ્યા વગર અને આપણી સમતિ લીધા વગર કંઈ આયર્લાંડમા નવી પાર્લામેન્ટ સ્થપાવાની નથી. પણ આવી જાતના લખાણો અને ભાષણો થવા લાગ્યા ત્યારે નેશનાલીસ્ટોની નજર ઉઘડી કે, શુ આપણે સ્વતંત્રતાને માટે બજાજી કરવાની છે, કે આપણો હક્ક છે અને આપણે તેને માટે લાયક છીએ તેથી આપણને તે મળવાની છે? શુ બેલ્જીઅમની સ્વતંત્રતા જર્મની કબુલે અને સચવાય તોજ ઈંગ્લાંડ આપણને સ્વતંત્ર બનાવે? આ તે કયી જાતની

બાજાજી છે કે આયર્લૉરે પેહેલાં તો પોતાના પુત્રોને લડાઈ દેવીના ભોગ તરીકે મોકલી આપવા અને બીજી બાજુએ ઈંગ્લાંડ ભવિષ્યને માટે પણ કંઈ ચોક્કસ વચન આપે નહી? શુ ઈંગ્લાંડના પેટમા પાપ તો નથીને? લડાઇની શરુઆતમાં સૈન્યમાં ભરતી ઠીક થઈ હતી, પણ પછી આવી જાતની શકાઓ અને ચર્ચાઓને લીધે તે કમી થતી ગઈ. વફાદાર અલસ્ટરવાસીઓના સરદાર સર એડવર્ડ કાર્સને નેશનાલીસ્ટોના વડા મી૦ રેડમડ સાથે એક જ સભામાં હાજર થઈ સૈન્યમાં ભરતીને માટે ભાષણ કરવાની ના પાડી. ઈંગ્લાંડના લોર્ડ ચાન્સલરે હોમરુલવાળાઓની સભામાં સૈન્યની ભરતી કરવા માટે લીવરપુલમાં ભાષણ કર્યું એટલે આ તુમાખીખોર અલસ્ટરવાસીઓનો મીજાજ ગયો. આ રીતે લડાઇની શરુઆત પછી થોડાક વખતમાં જણાઈ ગયું હતુ કે આયર્લૉડમાં બે પક્ષોની મારામારી બધ થવાની નથી અને લડાઈ પુરી થતાં તે પાછી ખુબ જોસથી ચાલશે.

આ જાતની નેશનાલીસ્ટ અને અલસ્ટરવાસીઓ વચ્ચેની મારામારીનો લાભ 'સીનફીન'વાળાઓએ લીધો. તેઓ વર્ષોથી લોકોને કહેતા હતા કે, અગ્રેજ વહિવટદારો અને અગ્રેજ પ્રજા કંઈ આયર્લૉડની રાષ્ટ્રીય ભાવનાઓના પ્રેમી ન હતા; તેઓ કઈ આયર્લૉડની હક્કદાર માંગણીઓ કબુલ રાખવાના નથી; મી૦ રેડમડની ટોળી તો ઈંગ્લાંડની બે મોટી ટોળીઓનું રમવાનું એક ગોહરુ છે; જ્યારે એનો ઉપયોગ થઈ રહેશે એટલે એને ફેંકી દેશે; અગ્રેજ રાજદ્વારી પુરુષોના વચનપર વિશ્વાસ રાખવો નહિ. અને તેમનાથી કઈ ફાયદો થવાનો નથી. સ્વબળ, જાગૃતિ અને ઈંગ્લાંડનો અણુવિશ્વાસ એ આયર્લૉડની રાજ્યદ્વારી બાબતમાં અગત્યની ચીજો છે. એ લોકોએ બતાવી આપ્યુ કે ૨,૦૦,૦૦૦ (બે લાખ) અલસ્ટરવાળાઓ લશ્કરમા જોડાયા હતા એટલે કે દર પાચ માણસે ચાર માણસ તો હજુ ઘેરજ હતા, અને એનું કારણ એ હતું કે તેમને કઈ દરીઆપાર જઈ ઈંગ્લાંડને માટે લડી આયર્લૉડમાં પોતાની સત્તા ખોવી નહતી. અગ્રેજોનો વિચાર તો

અને અંગ્રેજી હુનરઉદ્યોગને માટે અગ્રેજોને રહેવા દેવા, કારણ કે જર્મનીનું લડાયક બળ તોડવાની જરૂર છે તેટલીજ તેના વેપારને તોડવાની છે. એટલે કે આયરીશો અને જર્મનો લડી મરે અને એકમેકની કાપાકાપી કરે, અને અગ્રેજો જર્મનીનો વેપાર હાથ કરે. આવાં લખાણોથી આયર્લાંડની પ્રજાની જો આંખ ઉઘડી હોય તો તેમાં કંઈ નવાઈ જેવું નથી.

સને ૧૯૧૪ની આખેરીએ સીનફીન પક્ષનાં સર્વ છાપાંઓ સરકારે બંધ કર્યાં અને 'ગેલીક અમેરીકન' અને 'આયરીશ વર્લ્ડ' આયર્લાંડમાં આવતા બંધ કર્યાં આવા સંજોગોમાં 'સીનફીન' છાપાના અધિપતિને એક નવી તદબીર સુઝી 'સીઝર અને પેસ્ટ' નામનું નવું છાપું અઠવાડિયામાં બે વાર કાઢવા માંડ્યું આ છાપાનું નામ વિચિત્ર છે. 'સીઝર' એટલે કાતર અને 'પેસ્ટ' એટલે ચોંટાડવાનું (પછી તે ગુંદર, લાહી, સરસ જે હોય તે) એટલે કે આ છાપાનો અધિપતિ કાતર અને ગુંદરનો ઉપયોગ પોતાનું છાપું ચલાવવામાં કરશે કાતરથી બીજા છાપામાં જે આવે તે કાતરશે અને ગુંદરે યા લાહીએથી તે પોતાના છાપામાં ચોંટાડશે! પોતે નવું કંઈ નહિ લખશે. અર્થાત્ બીજા પત્રોમાંથી કે માસિકોમાંથી જાણવાજેવી વસ્તુઓના ઉતારા વ્યવસ્થિત રીતિએ કરવા અને તે લોકોને જણાવવા માટે જ આ પત્ર હતું. પહેલાજ અંકમાં પાની એક અગ્ર લેખ 'અમે પોતે' કરીને લખ્યો, એમાં લખ્યું કે 'એક આયર્લાંડવાસી જો તરવારથી બેલ્જીઅમ, સર્બિયા હંગેરીના જેટલી રાજદ્વારી સ્વતંત્રતા માગે તો તેને માટે તે મોટામાં મોટો રાજદ્રોહ ગણાય છે પણ જો પોતાના છાપાના છાપનારની કલમથી માંગે તો તે છાપનારની મીલકતનું સત્યાનાશ વળી જાય છે, માટે જ્યારે ઈંગ્લાંડ નાની નાની પ્રજાઓના છૂટાપણા માટે લડી રહ્યું છે ત્યારે આયર્લાંડના લોકોને માટે કાતર અને ગુંદરજ રહ્યાં છે! હજી સુધી તો બ્રિટીશ સરકારે તેનું વેચાણ અને ઉપયોગ આયર્લાંડમાં બંધ નથી કર્યો.' એ છાપાએ તો 'ધી ટાઇમ્સ,' 'ધી ડેલી મેલ,' 'ધી મોર્નીંગ પોસ્ટ'માંથી જર્મનોએ તારના દોરડાં વગર મોકલેલા લડાઇના સમાચારો છાપવા માંડ્યા. 'ધી ન્યુયોર્ક ટાઇમ્સ'માંથી જેમ્સ ઓડોનલ એનેટ જર્મનો અત્યાચાર કરે છે એ એક જુઠાણું છે તે મુદ્દાપર લખેલા લખાણો છાપવા માંડ્યા અને જુની કવિતાઓ વિગેરે છાપવા માંડ્યું. 'ધી ડેલી મેલ' પત્રે સને ૧૮૯૯મા ફ્રેન્ચ લોકોને માટે લખ્યું હતું કે,

'જો તેઓ આપણું અપમાન કરતાં નહિ અટકે તો આપણે તેમના ગુલ્લાનો લઇ લઇશું, વેંહચી લઇશું, જર્મની અને ઇટાલીને વહેંચી આપીશું, આપણને કાંઈ જોઇતું નથી. ફ્રાંસના છાપાઓ જેઓ રોજ 'લોહી અને દારૂ'ની વાતો કરે છે તેના પુત્રોને આપણે તેમાં રગદોળીશું,' તે વાત આ છાપાએ ફરીથી છાપી. આ છાપું એક મહિનાનું થઈ મરી ગયું. આના મોતની થોડાક દિવસ અગાઉ 'ધી આઇરીશ વર્કર' નામનું મજુર પક્ષનું એક બીજું છાપું નીકળવા માંડ્યું. પાંચ મહીના રહીને વળી મી૦ આર્થર ગ્રીફીથને નવું છાપું કાઢવાનો શોખ થયો. હવે ડબ્લીનમાં તો કોઈ છાપાખાનાવાળો તેનું પત્ર છાપેજ શાનો? દરેકને મીલકત જપ્ત થઈ જવાની બીક લાગે. હિન્દમાં પણ છાપાખાનું જપ્ત કરવાની કલમે ત્રાસ વર્તાવેલો તે જાણીતું છે. પણ બેલફાસ્ટમાં એક જણ હિમ્મતવાન નિકળ્યો. તેણે છાપવાનું માથે લીધું. આ છાપાનું નામ 'નેશનલીટી' હતું. તે તેના આગલા ભાઇઓ જેવું જ હતું.

'સીનફીન'વાળાઓ આ વખતે પોતાની આગલી નીતિ ભુલી ગયા; પશુબળમાં માનવા લાગ્યા. યુરોપની મોટી લડાઇએ તેમના વિચાર ફેરવ્યા. પશુબળ વગર છુટાપણું મેળવી નહી શકાશે એમ તેમને લાગ્યું. 'સીનફીન'-વાળાઓ શરૂઆતથી જ કંઈ જાહેર સભાઓ ભરવામાં, શાળાઓ ખોલ-વામાં અને છાપું કાઢવામાં જ સંતોષ માની બેઠા ન હતા તેઓ ચોપા-નીઆં પણ અવારનવાર કાઢતા હતા. તેમના નામપરથી અંદર શું હશે તેનો ખ્યાલ આવી શકે એમ છે. 'રેલ્વેની ખરીદી,' 'ઇંગ્લાંડે આયર્લાંડમાં કરેલી મોટી લુટ;' 'આયર્લાંડ અને બ્રિટીશ સૈન્ય,' 'રાજ્ય બધારણ અને સીનફીન,' 'આયર્લાંડમાં કર કેટલો છે,' (યુરોપના કોઇ પણ રાજ્ય કરતાં વધારે) વિગેરે. જ્યારે લોકોને ખબરો તો જોઇએ અને છાપાં તો બંધ થયાં, ત્યારે શુ કરવુ? ત્યારે આવાં ચોપાનીઆંઓ અવારનવાર કાઢવા માંડ્યાં. આ ચોપાનીઆંઓનો ફેલાવો બોહળો હતો. તે ઘણાં હોંશથી વંચાતાં અને તેની અસર જુવાન નેશનલીસ્ટોપર ઘણી થતી. મી૦ રેડમંડની ટોળી અને નેશનલીસ્ટોની પણ વલણ તેણે બદલાવી. 'આઇરીશવોલંટીઅર્સ'ની કમીટીનો કબજો મી૦ રેડમંડે મેળવ્યો હતો, એમ ઉપર જણાવ્યું છે. અને રેડમંડનું કામ નેશનલીસ્ટોને નાપસંદ હતું એટલે સ્વયંસેવકોની એક નવી ફોજ ઉભી થઈ. તેનુ નામ 'નેશનલ વોલનટીઅર્સ' એટલે રાષ્ટ્રીય સ્વયં.

સેવકો. જુની સંસ્થામાં ભાગ્યે ૧૦,૦૦૦ થી ૧૨,૦૦૦ સ્વયંસેવકો રહ્યા હશે. પૈસા પણ નવી સંસ્થાને મળ્યા અને અમેરિકામાં વસતા આયર્લાંડના વતનીઓએ પણ મદદ મોકલી. લગભગ તેની ૨૦૦ ટુકડીઓ હતી અને દિનપરદિન તેનો ફેલાવો વધતો જ જતો હતો. પણ આ ફોજે તો નક્કી વિચાર કર્યો હતો કે આપણે તો આયર્લાંડની સ્વતંત્રતાને માટે જ લડવું.

—:o:—

## ભાગ ૫ મો

આ ઠેકાણે હવે કયા કારણને લઈને આયર્લાંડના લોકોએ અને ખાસ કરી સીનફીનવાળાઓએ બળવો કર્યો એ જાણવાની અને સમજવાની જરૂર છે. આયર્લાંડના લોકોનો એક નાહનો ભાગ તો હંમેશાં ઘણું ચુસ્ત રીતે એમ માનતો હતો કે જે પ્રજા સ્વતંત્રતા માટે મથતી હોય તેને માટે તો એક જ ચોક્કસ અને મરદાનગીભર્યો રસ્તો છે, અને તે એ કે બળવો કરવો. બાહુબળની આ વાતમાં જેઓ બહુ માનતા હતા તેઓ સાધારણ રીતે 'ફીનીઅન્સ' તરીકે આયર્લાંડમાં ઓળખાતા હતા. છેલ્લાં ૫૦ વર્ષ દરમ્યાન આ લોકો જાહેર રીતે આવી વાત કરી શક્યા નહોતા. નેશનલીસ્ટોને આ વાત કબૂલજ નહોતી, અને તેઓ આ વાતને ચાલુ જમાનાના સુધારા અને પ્રગતિની સાથે મળતી આવતી નથી એમ કહેતા હતા. કોઈકોઈ વાર કોઈ રડ્યોખડ્યો 'ફીનીઅન' મળી આવતો, જે હંમેશ નવા માણસો અને નવી રીતોને ધિક્કારતો, પણ નવી પ્રજા તેનું કહેલું સાંભળવા ખુશી ન હતી. કેટલોક વખત એમ લાગ્યું કે હોમરુલ બીલ પસાર કર્યાથી પશુબળ વાપરવાની હિમાયત કરનારને સ્થાન જ નહી રહે, પણ જ્યારે અલ્સ્ટર-વાસીઓએ એ ખરડાની સામે હથીઆર પકડ્યાં ત્યારે પચાસ વર્ષ થયાં જે બળવા માટે અને પશુબળ માટે વાતો નહોતી થતી. તે બે વર્ષમાં ખુલ્લી રીતે થવા અને ચર્ચાવા માંડી. નેશનલીસ્ટો હોમરુલ મેળવવા હથીઆરનો ઉપયોગ કરવા ખુશી ન હતા, પણ જ્યારે અલ્સ્ટરવાસીઓએ હોમરુલ મળ્યા પછી હથીઆર ઉચકવાની ધમકી આપી ત્યારે તેઓ પોતાને મળેલું સાચવવા હથીઆરનો ઉપયોગ કરવા નાખુશ નહોતા. પણ હથીઆર નહી વાપરવા, પશુબળનો ઉપયોગ નહી કરવો, એ બાબતો લડાઈ પહેલાં લોકોને ઠીક લાગતી હતી. મોટી લડાઈમાં લોહીની નદીઓ જોઈ અને તોપોના

ધડાકા સાંભળી ઉપલા વિચારોમાંથી લોકોનો વિશ્વાસ ચળવા લાગ્યો. મોટી લડાઈનો ઉપયોગ પોતાની તરફેણમાં ન કરવો અને હાથપગ જોડી બેસી રહેવું અને આપણું હોમરુલ પાછું ખેંચી લેવાની તજવીજ થાય ત્યારે બચાવ કરવા નીકળવાની બાજી રમવી, એ એક ગુન્હાભરી ગફલતી લાગી. અમેરીકામાં વસ્તા આઈરીશોએ આ વિચારને ટેકો આપ્યો.

જેમ્સ કે, મેગ્વીરે અમેરીકામાં બે ચોપડીઓ છપાવી. એકનું નામ 'જર્મની આયર્લાંડને માટે શું કરી શકે?' અને બીજાનું નામ 'રાજા કયસર અને આયર્લાંડનું છુટાપણું.' આ ચોપડીઓની ઘણી નકલો સને ૧૯૧૫–૧૬ માં આયર્લાંડમાં ખપી.

આ ચોપડીઓનો લખનાર જર્મનીની નીશાળમાં ભણેલો હતો એટલે તેમાં જર્મનીના ઘણા વખાણ હતા. આયર્લાંડના લોકો એ ચોપડીઓ હોંશે હોંશે વાંચતા, પણ એમનો વિચાર કંઈ ઇંગ્લાંડની ઝુસરીમાંથી નીકળી જર્મનીની ઝુસરીમાં પડવાનો ન હતો, એમને તો જર્મની ખાલી મદદગાર તરીકેજ જોઇતુ હતુ જો કોઇએ આના કરતા વધારે જર્મનીને માટે દાવો કર્યો હોત તો તરતજ લોકો નાકબુલ કરતે અને સામે થતે. આ વખતે જર્મની તરફની આવી લાગણીનો લાભ લઈ જર્મનીની પરદેશખાતાંની ઓફીસે એક લેકફ્રેટ બહાર પાડ્યો. એમાં લાંબી લાંબી વાતો હતી અને વચનો અને આશાઓ આપવામાં આવ્યાં હતાં. સાધારણ રીતે અનુભવી આદમીઓ આવી જાતનાં લખાણોથી છેતરાય નહી, પણ આ તો ડુંગર દૂરથી રળિયામણા લાગતા હતા અને લોકો તેથી લોભાયા. પણ જર્મની મદદ તો મોકલે, પણ આયર્લાંડમા તેને મદદ કરવાને કોઈ તરત વેળા તો તૈયાર દેખાતુ ન હતુ. આયર્લાંડના નેશનલીસ્ટો અને મજુર પક્ષ અને આયર્લાંડના રીપબ્લીકનો વચ્ચે એકતા ન હતી. દરેકના વિચારો જુદા હતા. પણ સામાન્ય મુસીબતોએ અને ભયોએ એ બધાનું જોડાણ બનાવી આપ્યું. મજુર પક્ષનો નાયક જેમ્સ કોનોલી હતો. તેની 'Labour in Irish History' (આયર્લાંડના ઇતિહાસમાં મજુરોનું સ્થાન) એ નામની ચોપડી જે સને ૧૯૧૦ માં બાહાર પડી હતી તે ઘણી ઉત્તમ ગણાય છે. એ અલસ્ટરવાળાઓનો દુશ્મન હતો. તેમને તે જુલ્મગારો અને હક્કો દબાવી રાખનારી ટોળી જે સરકાર સાથે સ્વાર્થ માટે સલાહ કરનારી છે, એવી

તરીકે ઓળખાવતો હતો. તેને 'આયર્લંડ,' 'સ્વતંત્રતા' એવા ખાલી બોલોનો શોખ ન હોતો. એ આયર્લૅંડની રાષ્ટ્રીયતામાં માનતો, પણ તે રાષ્ટ્રીયતા એવી હોવી જોઈએ કે જેમા આયર્લૅંડના સાધારણ સ્ત્રી પુરુષોના હાથમા પોતાના દેશનુ ભવિષ્ય બાંધવાનું કામ હોય, ખાલી રાષ્ટ્રીય વાવટો ઉરાડવામા, રાષ્ટ્રીય શિક્ષણમા એને વિશ્વાસ ન હતો. એને ગ્રુ ફ્રૅનો વર્ણવેલા 'આબરુદાર અને સખ્યામા વિશેષ કઈ કિંમત વિનાના આદમીઓના ટોળાની યોજનામા વિશ્વાસ હતો. જેમ્સ કૉનોલી જે કે મજુર પક્ષનો હતો અને સીટીઝન આર્મી (નાગરિક સૈન્ય)નો નાયક હતો, તોપણ તેને આયર્લૅંડના સ્વયસેવકો જોડે સખ્ત અદાવત નહોતી અને ધીમેધીમે એની રાહબરી તળે એ બને ફોજોની નેમો એકસરખી થઈ ગઈ.

આયર્લૅંડના સ્વયસેવકોનો રાહબર આ વખતે મી૰ પી એચ પીયર્સ હતો. તે માણસ ઘણો હુશીયાર અને કુદરતી બક્ષિસોવાળો હતો. એ માનતો હતો કે કુદરતે એને રૉબર્ટ એમેટ અને વુ ફ્રૅન(આયર્લૅંડમાં આગળ થઈ ગયેલા બે મોટા સ્વદેશાભિમાનીઓ)ને પગલે ચાલવાને જ સરજ્યો છે અને આયર્લૅંડને માટે એણે પોતાનો ભોગ આપવાનો છે એમ માનીને જ તે ચાલતો. એણે વુ ફ્રૅનને એક આદર્શ આયર્લૅંડવાસી તરીકે માન્યો હતો. સને ૧૯૧૩મા વુ ફ્રૅનની કબરપર આયર્લૅંડના સ્વયસેવકો અને 'સીટીઝન આર્મી' (નાગરિક સૈન્ય)ની ફોજો યાત્રાએ ગઈ હતી. ત્યા એણે એક ઘણુંજ છટાદાર અને યાદગાર ભાષણ કર્યું અને તેમાં એવુ જાહેર કર્યું કે સર્વે આયર્લૅંડવાસીઓમા વુલ્ફ્ટોન સૌથી મોટો માણસ થઈ ગયો છે એવુ મારુ માનવુ છે. વુલ્ફ્ટોને કહ્યું હતુ કે આયર્લૅંડના સઘળા લોકોને એકત્ર કરી ઈગ્લાંડ સાથેનો સબધ તોડી નાખવો. તેની યાદ પીયર્સે આપી. એણે ત્યા હાજર રહેલાઓને સોગદ આપ્યા અને કહ્યુ કે, 'આપણે ટોનને પગલે ચાલવાના સોગદ લઇએ છીએ. એણે શરુ કરેલું કામ જ્યા સુધી પાર પડે નહિ ત્યા સુધી રાત અને દિવસ એકસરખી રીતે તે કામ પાછળ મડ્યા રહીશુ. આપણે તેને માટે નિરાશ થઇને નહી, પણ પુર ઉત્સાહથી લડીશુ અને આશા રાખીશુ કે આપણા મરતાં પહેલા ફત્તેહમદ થઇશુ. પણ ફત્તેહ નજીકમાં હોય યા દૂર હોય તોપણ આપણી લગ્ત ચાલુ રહેશે. આપણે આપણો આદર્શ નીચો નહીજ કરીએ. આપણા જન્મસિદ્ધ હક્કોનો એક તસુ પણ યા રાઈ જેટલા પણ ભાગનુ સાટ્ટુ

કરીશું નહી. આપણે ટોનની યાદગારી અને પ્રેરણાને વફાદાર રહીશું. જે નાપાક ચીજની સામે એણે પોતાના લોહીથી સાક્ષી પૂરી તેનાથી જ્યાં સુધી આપણે સહન કરીએ છીએ ત્યાં સુધી આપણે પોતાને હલકા માનીશું.

મી૦ પીયર્સે થોડા મહીના વુલ્ફ ટોનના આશયો, મુદ્દાઓ અને સારાં-સારાં વચનો સમજાવવા ચોપાનિયાં લખ્યાં. એકનું નામ 'Ghosts' (પ્રેતો) હતું. એની અંદર પાંચ ગત થયેલા સ્વદેશાભિમાનીઓના રાષ્ટ્રીય શિક્ષણોની ચર્ચા હતી. એ સ્વદેશાભિમાનીઓના નામો આ મુજબ છે: (૧) વુલ્ફ ટોન, (૨) ટોમસ ડેવીસ, (૩) જેમ્સ ફીનટર લાલોર, (૪) જોન મીચલ અને (૫) ચાર્લ્સ સ્ટુઅર્ટ પારનેલ. એ પાંચે જણાએ એમ જણાવ્યું હતું કે આયર્લાંડની માગણી સ્વતંત્રતાની અને ઇંગ્લાંડથી છૂટા પડવાની છે. હજુ તેમનો આત્મા આયર્લાંડપર ભમતો ફરે છે અને તેમનું શિક્ષણ ભુલી જવાયું છે તેને માટે ખિન્ન રહે છે, અને જ્યાં સુધી લોકો પાછા તે તરફ ન વળશે ત્યાં સુધી તેઓને શાંતિ વળશે નહિ. એ ચોપાનિયાના કેટલાક વાક્યોના નીચેના તરજુમા પરથી એમાં કેવું લખાણ હશે તે સમજવું સેહેલ થઈ પડશે:—

'આયર્લાંડના ઇતિહાસમાં ગયા જમાનાના લોકોની હારના કરતાં વધારે ભયંકર કંઈ બન્યું નથી. બીજા જમાનાના લોકો હાર્યાખી હોય તો તેઓ મરદાનગીથી હાર્યા છે, અને હારની નામોશી તેમના કામથી ધોવાઈ ગઈ હશે. પણ ગયા જમાનાની હાર તો શરમ ભરેલી અને હલકી છે, અને કોઇએ એવું કર્યું નથી કે તેના કામથી એ હારની નામોશી કમી થાય. એ આખો બનાવ જ ગંદો છે... ... જરાક જો આપણે વિચાર કરીશું તો જણાશે કે હારનું કારણ એ છે કે એમણે પોતાનો પાયો અસત્યપર રચ્યો. જ્યારે રાષ્ટ્રીયતા એક દૈવી ચીજ છે ત્યારે તેમણે તેને બજારી માની. તેથી તેમને એક પ્રજા એ પવિત્ર, ન અડકી શકાય યા ન કટકાકુકલા કરી શકાય, યા તો તેને તે કોઈ રીતે વેચી યા અપમાન કરી શકે એવી ચીજ ન લાગી; તેમને તો પ્રજા જાણે એક કર ઉઘરાવવાના કાયદા જેવી, છૂટછાટ મૂકી શકાય એવી ચીજ લાગી. હું તો એમ જ કહું છું કે, આયર્લાંડના લોકોની માગણી તદ્દન ચોક્કસ છે, તે અમને અમારા બાપદાદા પાસેથી વિશ્વાસે મળી છે. અમને તે બંધનકર્તા છે. અમને તેમાં ફેરવવાનો યા તો ઓછી કરવાનો કંઇ જ હક્ક નથી. અને જો કોઈ આદમી આયર્લાંડના નામે જમાનાની માગણીઓ

કરતાં ઓછું લેવા કબુલશે તો તે રદ્દબાતલ છે. આયર્લાંડના નામે કોઈ આદમી ઈંગ્લાંડથી સંપૂર્ણ છૂટાપણાથી એક રતીભાર પણ ઓછું લેવા કબુલ કરશે તો તે નવી પ્રજાને સદંતર નાકબુલ છે. જો કોઈ આદમી ઈંગ્લાંડથી છૂટાપણું તો રહ્યું, પણ એવું એક રાજબંધારણ કે જે ઈંગ્લાંડથી છૂટા પડવાની ના પાડે અને જોડાણ હમ્મેશનું બનાવે તે વાત કબુલ રાખશે અને તેને માટે ૫૦,૦૦૦ આઈરીશોનો મહા ભોગ અપાશે તો તે એવો મોટો વિશ્વાસઘાતી, આયર્લાંડની પ્રજાનો એવો મોટો ગુન્હેગાર ગણાશે કે તેને માટે એટલું જ કહેવું બસ થશે કે તે ન જન્મ્યો હતે તો ઠીક થતે."

મી૦ પીયર્સે બીજું ચોપાનિયું લખ્યું તેનું નામ 'The Separati Idea' (ઈંગ્લાંડથી છૂટા પડવાનો વિચાર) હતું. તેમાં વુલ્ફ ટોનના શિક્ષણ લબાણ ચર્ચા હતી. ટોને સને ૧૭૯૦ માં એટલે લગભગ સવાસો વર્ષે પૂ લખ્યું હતું કે 'મેં ઝડપથી એક મોટી શોધ કરી, અને તે એ હતી કે આપણ રાજ્યતંત્રનો મોટામાં મોટો દોષ એ હતો કે તેનાપર ઈંગ્લાંડનો વગ ચાલત હતો, અને તેથી કરીને જ્યાંસુધી આયર્લાંડને છૂટાપણું મળે નહિ ત્યાં સુધી સ્વતંત્ર, ધનવાન અને સુખી થશે નહી, અને સ્વતંત્રતા જ્યાં સુધી ઇંગ્લાં સાથનો સબંધ છે ત્યાં સુધી મળશે નહી.'

એક ત્રીજા ચોપાનિયામાં તેણે લખ્યું કે આયર્લાંડના કેથોલિકો અ પ્રોટેસ્ટંટોએ એકત્રિત થવું જોઇએ. એ ચોપાનિયાનું નામ 'An Argumen on behalf of the Catholics of Ireland' (આયર્લાંડના કેથોલિક તરફથી એક દલીલ) હતું. તેમણે પોતાના વાંધાઓ વિગેરે ભુલી જઈ દેશન હિતકારણ પોતાનું બળ એકત્ર કરવું જોઇએ. વુલ્ફ ટોન પહેલાં તો રીપબ્લિક નહોતો, પણ પાછળથી એના વિચાર ફેરવાયા હતા. તેથી એ કહેતો હતો કે 'દેશનું હિત કંઈ એક પક્ષથી સધાશે નહી, પણ તેનો આધાર સર્વ પક્ષોપર છે જો મિલકતવાળાઓ ટેકો ન આપે તો તેઓની પડતી આવશે. આપણે તે જે મિલકત વગરનો બહોળો અને આબરુદાર વર્ગ છે તેની મદદથી ચલાવીશું.

મી૦ પીયર્સના ચોથા ચોપાનિયાનું નામ 'The Spiritual Na tion' હતું. તેમાં થોમસ ડેવીસની રાષ્ટ્રિય ભાવનાઓની તપાસ અને વર્ણન હતું. તેમાંના એક ફકરાપરથી ડેવીસના કેવા વિચારો હતા તેનો ખ્યાલ આવી શકશે 'હવે અંગ્રેજો, તમે સાંભળો. જો તમે અમને દુનીઆમાં સૌથી સારામા

સારી જમીનના પટા આપો, તમે પ્રેસબીટેરિયન, કેથોલિક અને એપીસ્કોપેલીઅનોને સરખા હક્ક આપો, એટલે તમે ધર્મ સંબંધી સર્વ છૂટ આપો; જો તમે અમને તમારી સભામાં બેહોળામાં બેહળી સંખ્યામાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપો, જો તમે અમારા કેદ પકડાયેલાઓને છોડો, તમારું અમારાપરનું લેહેણું માફ કરો, અને અમારી નાણાં પ્રકરણી તમામ ફરિયાદો દૂર કરો, અને આ બધા ઉપરાંત જો તમે દુનીઆની તમામ તીજોરીઓ લુંટી અમારા પગ આગળ તેના સોનાનો ઢગલો કરો અને તમારાથી બને તેટલું અમને માન આપો યા પુજો, તોપણ અમે અમારા દેશ અને છૂટાપણાના નામથી સોગંદ લઈ કહીએ છીએ કે, અમે ઉત્સાહી અંતઃકરણો, વિચારવંત મગજો અને બહાદૂર પુરુષોના સોગંદ લઈ કહીએ છીએ કે, અમે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એમ સર્વે કાળના સોગંદ લઈ કહીએ છીએ કે, જો એ બક્ષિસોની સાથે તમે એવી એક શરત કરશો કે આયર્લૉંડ તમારા એક પ્રાંત તરીકે રહે તો અમે તેને ઠોકરે મારીશું.'

એના છેલ્લા ચોપાનિયાનુ નામ 'The Sovereign People' હતું. એની પ્રસ્તાવના ૩૧ મી માર્ચ ૧૯૧૬ માં લખાઈ હતી. તેમાં તેણે વધુ સખ્ત કામ માથે ઉઠાવ્યુ હતું, તેમાં એણે સ્વતંત્રતાનો ખરો અર્થ એની સમજ પ્રમાણે શો હતો તે સમજાવવાનુ કામ માથે લીધું હતુ. આમાં તેણે પોતાના મક્કમ વિચારો સ્પષ્ટપણે સમજાવ્યા હતા. એના વિચારો જેમ્સ કોનોલીને મળતા જ હતા. આને લીધે કોનોલીનાં મજુર પક્ષ અને મી૦ પીયર્સના રાષ્ટ્રિય પક્ષનુ આખરે જોડાણુ થયુ. ટુંકાણમાં તે એવા હતા કે, 'દેશમાંની સર્વ માલમિલકત દેશના સર્વે લોકની છે; કોઈ એક આદમી યા પક્ષ યા કોઈ બીજી પ્રજાની માલેકીની નથી. પ્રજાને તેની વ્યવસ્થા કરવાની સર્વ સત્તા છે. દેશની જમીનની માલિકી પ્રજાની છે, અને તે કોઇની મીલકત હોઈ શકે નહીં. દેશના સર્વે સ્ત્રીપુરુષોને મત આપવાનો હક્ક હોવો જોઇએ ' ઇંગ્લાંડથી છૂટા થયા પછી કોણ દેશનો માલિક અથવા રાજા બનશે એ સવાલના જવાબમાં એણે લખ્યુ કે, આયર્લૉંડના લોકોને આ લખાણમાં લખેલી વાતો વાંચવામાં ઘણી ઉમદા લાગે છે, પણ વ્યવહારમાં જો તદ્દન અશક્ય ન હોય તોપણ અસંભવિત તો જરૂર લાગે છે. અને ૧૯૧૬ ની શરુઆતમાં આયર્લૉંડના મજુર પક્ષનું અને આયર્લૉંડના

રાષ્ટ્રિય પક્ષનું જોડાણ ઘણું જ ધ્યાન ખેંચે એવી રીતે થયું. 'પામ સને' એટલે ૧૯૧૬ માં ૧૬ મી એપ્રિલને દહાડે સાંજના જેમ્સ કૉનૉલીએ "લીબર્ટી" હોલ (સ્વતંત્રતા મંદિર)પર આયર્લાંડનો ત્રણ રંગી વાવટો ઉડતો કર્યો. આ વાવટાના રંગો સને ૧૮૪૮ માં 'યંગ આયર્લાંડર્સ' (એટલે આયર્લાંડના જુવાનિયાઓ)ની ટોળીએ માન્યા હતા. તે વાવટામાં ત્રણ રંગો: (૧) નારંગીઓ, (૨) સફેદ અને (૩) લીલો એમ હતા. નારંગીઓ અલ્સ્ટરવાળાઓનો હતો; લીલો રાષ્ટ્રિય પક્ષનો હતો અને વચ્ચે સફેદ આ બે પક્ષને જોડનારો હતો. એટલે આ વાવટો આયર્લાંડની રાષ્ટ્રિય ઐક્યના ચિહ્નરૂપ હતો. 'ઇસ્ટર મન્ડે'ને દહાડે ડબ્લીન શહેરમાં આયર્લાંડમાં રીપબ્લીક (પ્રજાસત્તાક) સ્થપાયું છે એમ જાહેર થયું.

તા૦ ૨૪ મી એપ્રિલ ૧૯૧૬ થી આયર્લાંડના લોકોએ વર્ષ ગણવા શરુ કર્યા છે. થોડાક વખતપર મી૦ મેકસ્વાઇની કરીને એક પ્રખ્યાત સીનફીનરે ઇંગ્લાંડમાં કેદખાનામાં ૭૪ અપવાસ કરી પોતાના દેહનો અંત આણ્યો ત્યારે સીનફીનરોએ તેની લાશ લઈ જવાની પેટીપરના કાપડનાં ઢાંકણપર મોટે અક્ષરે લખ્યું હતું કે મી૦ મેકસ્વાઇનીનો દેહ આયર્લાંડના પ્રજાસત્તાક રાજ્યના ચોથા વર્ષમાં પડ્યો છે. એટલે કે સાધારણ ખ્રિસ્તી વર્ષ અને તારીખ આપવાને બદલે આયર્લાંડનું પ્રજાસત્તાક જાણે સ્થપાયું હોય તેમ તેની સ્થાપનાની તારીખથી વખત ગણ્યો છે. એ લોકોનું કહેવું એવું છે કે ભલે ઇંગ્લાંડ અમારું પ્રજાસત્તાક કબૂલ ન કરે, પણ અમે તો સ્થાપ્યું છે અને તે અમને કબૂલ છે. સને ૧૯૧૬ ના ઇસ્ટરમાં જે બળવો થયો તે કંઈ સીનફીનવાળાઓનું કામ ન હતું, પણ તે કામ તો પ્રજાસત્તા વાદના નાયકો જેઓ આયર્લાંડના સ્વયંસેવકો અને 'શહેરીઓનું લશ્કર'ની ફોજમાં હતા તેઓનું હતું.

જે લોકોએ આયર્લાંડમાં પ્રજાસત્તાક સ્થપાયું છે એવો જાહેર કરનારો ઢંઢેરો બહાર પાડી તેનાપર સહી કરી હતી તેમાં ફક્ત એક જ સીનફીનવાદી હતો. પણ સામાન્ય પ્રજાએ તો શીનફીનવાદીઓનો બળવો છે એમ માની લીધું, અને હવેથી જાણે આયર્લાંડવાસીને બદલે સીનફીન શબ્દ વાપરીશું તો ચાલશે એમ માનતા હોય એમ લાગ્યું. અને આ પણ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે જો સીનફીનવાળાઓની ઇચ્છા પણ હતે કે આ બળવા સાથે તેમને કંઈ લેવાદેવા નથી એમ જણાવવું તો તે લોકોને મનાવવું જરા

કઠણ થઈ પડતે એ લોકો તો પેહેલેથી આયર્લાંડ તદ્દન સ્વતંત્ર છે એમ જાહેર કરતા હતા, પણ એ લોકો જે સ્વતંત્રતાની વાતો કરતા હતા તે કંઇ આયર્લાંડનું પ્રજાસત્તાક સ્થાપીને નહીં, પણ એક એવું રાષ્ટ્રિય બંધારણ ઉભું કરીને કે જેમાં આયર્લાંડ ઇંગ્લાંડની પાર્લામેન્ટને જરા પણ તાબે છે એવી ગંધ પણ ન હોય જો કે એ લોકોએ 'રેવોલ્યુશન' (રાજ્યક્રાંતી) ન કરવો એ વાત સ્વીકારી નહતી, પણ હથીઆરથી લડવા બાબત તેઓનો વિચાર નહોતો, કારણ કે એ લોકોની ખાત્રી હતી કે તેમાં કદી ફતેહ મળશે નહીં તે છતાં તેઓ કબુલ કરતા કે પ્રસંગ એવો પણ આવે કે હથીઆરના બળથી સ્વતંત્રતા સાચવવી પડે.

આ બળવા સબંધી સીનફીનવાળાઓને કંઈ પણ કહેવાની તક મળી જ નહીં, કારણ કે બળવો પડી ભાગ્યા પછી જે જાપ્તાનાં પગલાંઓ લેવાયાં તેની રુએ તેના નાયકોને પકડીને દેશપાર કરવામાં આવ્યા હતા બળવા વખતે આખું આયર્લાંડ સીનફીન પણ નહોતું અને રીપબ્લીકન (પ્રજાસત્તાવાદી) પણ ન હોતું પણ એ વાત ખરી છે કે મી૰ રેડમંડની ટોળીની આબરુ ઘણી ઘટી ગઈ હતી તેમની તરફથી જે કંઈ આશાઓ હતી તે નિરાશાઓમાં ફેરવાઈ ગઈ હતી આયર્લાંડના જે લોકો સૈન્યમાં જોડાયા હતા તેમને માટે મી૰ રેડમંડ, જેટલું સર એડવર્ડ કારસન અલસ્ટરવાળાઓને માટે કરી શક્યો તેટલું ન કરી શક્યો મી૰ રેડમંડને કેબીનેટ (પ્રધાનમંડળ)માં જગ્યા કરી આપવાની માગણી થઈ હતી તે તેણે સ્વીકારી નહીં આથી લોકોને એમ લાગ્યું કે બીનશરતે મી૰ રેડમંડે સરકાર સાથે સહકાર સ્વીકારી મદદ કરવાનું વચન આપ્યું છે અને જ્યારે કેબીનેટ (પ્રધાનમંડળ)માં જઈ કંઈ મેળવવાની તક મળી તે ગુમાવી ત્યારે તેના તરફથી કંઈ પણ ફાયદાની આશા રાખવી એ વ્યર્થ છે મી૰ રેડમંડને તો આ ના પાડવાનું જુદું જ કારણ હતું રાષ્ટ્રીય પક્ષનું એક એવું સૂત્ર હતું કે કોઇએ પણ જ્યાં સુધી આયર્લાંડની માગણીઓ કબુલ થઈ નથી ત્યાં સુધી સરકારી હોદ્દો લેવો નહીં આ સૂત્રની રુએ મી૰ રેડમંડે કેબીનેટમાં દાખલ થવાની ના પાડી. સરકાર સાથે એ અસહકાર નહિં તો શું? ઇંગ્લાંડમાં જેને માટે મોટું માન હતું અને જેનાપર ઘણો વિશ્વાસ હતો એવા મી૰ રેડમંડે પણ પોતાના દેશની માગણીઓ ન કબુલ થાય ત્યાં સુધી અસહકાર કર્યો હતો, તો શું

હિંદના લોકો સરકાર સાથે ઘોડે અગે પણ પોતાના દેશની લાગણીઓ દુખાઈ છે તેટલું જાહેર કરવા પુરતા પણ અસહકારની આશા રાખે તો શું નવાઈ જેવુ છે? મીο રેડમંડને પ્રધાનમંડળમાં દાખલ થવાની ના પાડવાનું એક બીજું પણ કારણ હતુ મીο રેડમંડને એમ લાગતુ હતુ કે આયર્લાંડના પ્રતિનિધિ તરીકે પ્રધાનમંડળમાં જઈને બેસવુ એ અયોગ્ય હતુ, કારણ કે તે જાણતો હતો કે આમાં આયર્લાંડનો એ પ્રતિનિધિ હતો જ નહીં. મીο રેડમંડ કંઈ પોતાને લોકાએ ચુંટેલો અને પ્રતિનિધિ તરીકે કબુલેલો ગણાતી પ્રધાનમંડળમાં બેસી મોટાઈ લેવા માગતો જ નહતો

પ્રધાનમંડળમાં જવુ યા ધારાસભાઓમાં બેસવુ એ કંઈ માન મેળવવા માટે જ નથી, પણ પોતાના દેશ તરફની પોતાની ફરજ બજાવવાની જગ્યાઓ છે, અને પોતાને જો એમ લાગે કે તેઓને લોકાએ ચુંટી કાઢ્યા નથી અથવા લોકાને તેઓ પસંદ નથી તો તેમને માટે એજ શોભારૂપ છે કે લોકલાગણીને માન આપી પોતાની જગ્યાનું રાજીનામું આપવુ અને જગ્યા મળે તો તે સ્વીકારવાની ના પાડવી મીο રેડમંડના આવા ઠરાવથી આયર્લાંડના દુશ્મનોને કામ કરવાનુ ઘણું સરળ થઈ પડ્યું જ્યારથી લડાઈ શરુ થઈ ત્યારથી ઈંગ્લાંડમાં એક જ સરખી વાતો ચર્ચાતી હતી કે જે મોટી બે રાજદ્વારી ટાળીઓ લીબરલ અને કોન્ઝર્વેટીવ છે તેમણે તેમની માહોમાહેની લડાઈઓ કમી કરવી, બને તો ન જ લડવુ અને એક સપીથી કામ લેવું જો આમ થાય, તો આયર્લાંડની બાબતપર બીલકુલ એકમતી થઈ શકે એવુ હતુ જ નહિ, એટલે એ બાબતમાં કંઈ થઈ શકે જ નહિ, એટલે આયર્લાંડનુ ભાગ્ય કદી ઉઘડે જ નહિ આવી એકસપી કંઈ લડાઈ દરમ્યાન જ નહોતી રાખવાની, પણ સુલેહ થાય પછી પણ તે ચાલુ જ રાખવાની વાત હતી, એટલે આયર્લાંડના હિતની બાબત તો હમ્મેશને માટે જ બાજુએ મૂકી છાંડની પડે આયર્લાંડમાં જેઓ વકીલાત કરતા હતા તેઓ તો રાષ્ટ્રિય માગણીઓની સામે હતા અને તેમને ટારી ટાળીનો ટેકા હતો એટલે આયર્લાંડનુ ભાવીમાં પણ ભલું થાય એવાં કોઈ ચિહ્ન દેખાતાં નહોતાં

આ અરસામાં એક બળવો થયો એ બળવો સાંજની વખતે વીજળીના એક ચમકારાની પેઠે સમાઈ ગયો જે થોડા માણસો આયરીશ સ્વયં સેવકોની અંદરની ખાનગી બાબતો જાણતા હતા તેઓને ખબર હતી કે કંઈ

ગરબડ ચાલે છે. વહીવટદારોને કંઈ ચોક્કસ ખબર નહોતી. જ્યારે ખબર આવી કે ડબ્લીનનો કબજો લેવાયો છે, આયર્લૅંડનું પ્રજાસત્તાક સ્થપાયાનો ઢંઢેરો બહાર પડ્યો છે, અને ઈંગ્લાંડથી લશ્કર આવે છે ત્યારે લોકો પહેલાં તો હતાશ થઈ ગયા. યુનિયનીસ્ટ છાપાઓ (એટલે હિંદુસ્તાનના એંગ્લો-ઇન્ડીઅન છાપાઓની અસલ અંગ્રેજી આવૃત્તિ) પણ એક વખત ખૂબ વિસ્મય પામ્યા અને મુંગા રહ્યા, પણ જ્યારે વિગતો બહાર આવવા માંડી ત્યારે યુનિયનીસ્ટો અને નેશનલીસ્ટો બધાએ જ એ બળવાની સામે ઉદ્‌ગારો કાઢ્યા. નેશનલીસ્ટોને ધાસ્તી પડી કે હોમરુલ તો મરીજ જવાનું! યુનિયનીસ્ટોને એમ આશા આવી કે હોમરુલ હવે તો જરૂર મરી જશે. બળવો સમી ગયા પછી અને તેના ચાલકો શરણે આવ્યા ત્યારે પ્રજાસત્તાવાદની ટાળીની આંટ આયર્લૅંડમાં છેક આવી રહ્યા જેવી હતી. તેઓની ગણતરી ઉંધી પડી હતી. તેઓની સલાહ એકમેકથી ઉલટી અને ગોટાળાભરી હતી. જર્મનોએ જે મદદ તેમને કરી હતી તે નિરાશાજનક હતી. દેશમાંથી કંઈ મોટો ટેકો મળ્યો હતો નહિં. તેઓના નાયકો કેદ પકડાયા હતા, તેઓ કંઈ લડાઈના કેદી હતા નહિં કે લડાઈ પૂરી થયે છૂટકો પામવાની આશા પણ રખાય. જે કોઈ લોકોપર જરા પણ આશા બાંધી શકાય તેવા ક્યાં તો મરી ગયા હતા યા કેદખાનામાં સબડતા હતા. આયર્લૅંડના કોઈ પણ પ્રાંતમાં એક કસ્બો એવો નહતો કે જેણે જર્મનોના સામે લડવાને માણસો મોકલ્યા ન હોય. તેઓ આ બળવાની હર પળે જર્મનોની સામે લડતાં પોતાનો જીવ જોખમમાં નાંખતા હતા. તેઓના દોસ્તો અને સગાઓ તો બળવાની સામે જ હોય એમાં નવાઈ નથી. પ્રજા સત્તાવાદીઓની સાથે સીનફીન-વાળાઓની આંટ પણ તદ્દન ઘટી ગઈ હતી. આવા સંજોગોમાં બ્રિટીશ વહીવટદારો જો કંઈ જરા નરમ સજા કરતે તો ચાલતે, પણ તેમને તેમ કરવું ઠીક ન લાગ્યું. શરણે થયા પછી ચોથે દિવસે મી॰ પીયર્સ અને બીજા બે આદમીઓને એક ખાનગી તપાસ કરી ગોળીથી મારી નાંખવામાં આવ્યા. રોજ રોજ આ પ્રમાણે તપાસ કરી કામ લેવામાં આવતું. વચ્ચે ત્રણ દિવસનો ખાંચો પડ્યો. પછી પાછું ચાલુ થયું અને આ પ્રમાણે બધા મળી તેર જણાઓ મરણશરણ થયા. ત્યાર પછી એવી મતલબનો એક ઢંઢેરો વડા લશ્કરી અમલદારે બહાર પાડ્યો કે ઉપર જણાવ્યા પ્રમાણે શિક્ષા કરવી

જરૂરની હતી અને આ શિક્ષાથી લોકો ભવિષ્યમાં સાચવીને ચાલશે એવી આશા બતાવી.

આ હદેરા પછી બે આદમીઓને ફાંસી દેવાઈ તેમાં એક જેમ્સ કાનોલી હતો. આખા દેશમા ધરપકડ ચાલી. ત્રણ હજાર કેદ થયા. કોઈ પણ વખતે આયર્લાંડના સ્વયંસેવકાની ફોજમાં નામ દાખલ થયુ હોય તો તે તેને કેદ કરવાને માટે પુરતુ કારણ ગણાતુ જ્યારે આવા જ કારણે સરકાર ગમેતેમ લોકોને કેદ કરવા માંડે ત્યારે તેમાં ગુન્હેગારો ભેગા નિર્દોષ પણ સપડાય તો નવાઈ નથી. જે અઠવાડિયામા ફાસીની સજાઓ ચાલી તે અઠવાડિયા દરમ્યાન આયર્લાંડમાં સદતર ચુપકી રહી. આયર્લાંડની અતિ સમીપમાં આવેલા ઈંગ્લાંડે લશ્કરી સત્તાધીશોના હાથમાં યથેચ્છ વર્તવાની લગામ સોંપી દીધી, અને અંગ્રેજી પત્રોએ તો નિયમાનુસાર લશ્કરી સત્તાધીશોને ટેકો આપ્યો જો કંઇક ખોટું થાય છે એવો સણુસણાટ થવા માંડ્યો હોય તો તે પહેલવહેલો અમેરિકાથી આવ્યો જેઓને ડબ્લીનમાં ફાંસી દેવામા આવ્યા હતા તેમને માટે ન્યુયોર્કમાં (અમેરીકામા) જાહેર રીતે દફનાવવાની ક્રિયા થઈ. તેઓની લાશ વગરની ખાલી પેટીઓને ગાડીમાં મૂકી ત્યાંના મોહોલ્લાઓમાં ફેરવવામાં આવી, અને તેમની તરફ માન બતાવવાને લોકો ઉઘાડે માથે રસ્તામાં ઠઠ કરી ઉભા રહ્યા લડાઇને લીધે અમેરિકનોની લાગણી સાચવવાની જરૂર હોવાથી અંગ્રેજી આડતિયાઓના તાર લંડન પોંહોચ્યા કે અમેરિકાની આવી લોક-લાગણીને લઇને કંઈ કરવુ જોઇએ. આથી વડા પ્રધાને, જોકે ફાંસીની સજાઓ તો બધ થઈ હતી તોપણ આયર્લાંડ જવું દુરુસ્ત ધાર્યું. એ જ્યારે આયર્લાંડ પહોંચ્યો ત્યારે ત્યાંની લોકલાગણી તદ્દન સામે ફેરવાઈ ગઈ હતી. જે લોકો બળવાની નિષ્ફળતાથી હતાશ થઈ ગયા હતા તે આસ્તે આસ્તે ખરી વસ્તુસ્થિતિ સમજવા લાગ્યા

બળવો તો જેટલો ઝપાટામા થયો તેટલો જ જલ્દીથી સમી ગયો હતો. તેના નાયકો પકડાયા હતા યા શરણે આવ્યા હતા, અને બ્રિટીશ સરકાર તેમની સામે જે ચાહે તે કરી શકે એમ હતુ પશુબળમાં કંઈ ન વળે, એથી તો નુકશાન જ થાય એ વાત તદ્દન સિદ્ધ થઇ હતી આયર્લાંન્ડને ઇંગ્લાંડ પોતાની હથેલીમાં નચાવી શકે એમ હતુ ચાર દિવસ શાંતિથી વિચાર કર્યા બાદ બળવાના નાયકોને ફાસી દેવાનું નક્કી કરવામાં આવ્યુ હતુ. તેઓની રાજદ્રોહ

યા બીજા કોઈ ગુન્હા માટે ઉઘાડી તપાસ થઈ નહતી. જે લોકોએ તેમની સજા અમલમાં મૂકી તેઓ જ ન્યાય છણનારા અને હુકમ કરનારા હતા, અને તેઓએ જ જે કાંઈ શાક્ષી પૂરાવા હશે તે સાંભળ્યા યા તપાસ્યા હશે. તેઓએ નાનીનાની સંખ્યામાં દિવસો સુધી ફાંસી દીધી અને ધીમેધીમે આયર્લાંડના લોકોને પાઠ શીખવ્યો કે આવા તોફાની લોકોને ઉઘાડી તપાસ માંગવાનો યા સાક્ષી પૂરાવા લાવવાનો હક્ક નથી, અને તેઓ કંઈ લડાઈમાં પકડાયેલા કેદી પણ નથી. તેમની સ્વતંત્રતા માટેની મેહેનત તે કાંઈ ચાલુ સ્થાપિત રાજસત્તા સામેની લડાઈ ન હતી. એ મહેનતનું નામ બળવો હતું. આ સઘળા પરથી રાષ્ટ્રિય પક્ષવાળાઓએ એકજ અનુમાન દોર્યું, અને તે એ કે, જો તેઓ અંગ્રેજો હતે તો તેઓની ઇંગ્લાંડની ન્યાયની અદાલતોમાં તપાસ થતે અને તેમના દેશભાઇઓ સાક્ષી, ગુનાહ આદિ તપાસી શિક્ષા કરતે; જો તેઓ જર્મન યા તુર્ક હતે તો તેઓને લડાઇના કેદી ગણવામાં આવતે; પણ તેઓ તો ખાલી ગુલામીમાં સપડાયેલા આયર્લાંડવાસીઓ હતા એટલે કે તેઓ પરતંત્ર પ્રજાના માણસો હતા અને તેઓને તો લશ્કરી અદાલતોનો જ ન્યાય મળી શકે. પરાજિત પ્રજાને સ્વતંત્રતા મેળવવા માટે મથન કરવાનો હક્ક નથી, અને જો મેહેનત કરે તો વિજેતા પ્રજાને મેહેનત કરનારને ફાંસી દેવાનો હક્ક છે. સૃષ્ટિનો પરાપૂર્વથી ચાલ્યો આવતો આ ન્યાય છે!

જ્યારે વડા પ્રધાને લંડનમાં આમની સભામાં બળવાની વિગતો આપતાં કેટલાને ફાંસી દેવાઈ એની વિગતો આપી ત્યારે તેને તાળીઓથી વધાવી લેવામાં આવ્યો હતો! આથી આયર્લાંડના લોકો સમજ્યા કે આયર્લાંડમાં જે રીતે કામ લેવાયુ છે તે અંગ્રેજી પ્રજાને પસંદ છે. આથી આયર્લાંડના લોકોમાં ઘણો શોક અને ગુસ્સો પેદા થયો. બળવા પછી એક મહીનાની અંદર ઇંગ્લંડનો વડો પ્રધાન આયર્લાંડ ગયો, ત્યાં એક અઠવાડીયુ રહ્યો, તપાસ કરી. તે તપાસનું પરિણામ તેણે જણાવ્યુ. તે બે નિર્ણયપર આવ્યો હતો: પહેલો તો એ કે, આયર્લાંડમાં જે વહીવટનુ યંત્ર ચાલતુ હતુ તે તદ્દન નકામું થઈ ગયું હતુ; બીજું એ કે, માંડવાળને માટે જ ઘણી જ ઉમદા તક હાથ લાગી હતી.

વડા પ્રધાન મી૦ એસ્કવીથે માંડવાળના સંદેશા ચલાવવાનુ કામ પાછળથી વડો પ્રધાન થનાર મી૦ લોઇડ જ્યોર્જને સોંપ્યુ હતું. તેની કામ કરવાની પદ્ધતિ જ ઓર તરેહની હતી. તેણે તો જે વાત આઇરીશ લોકોએ ચર્ચીને

કુચો કરી નાંખી હતી અને છેવટે સમુળગી કબૂલ જ નહોતા કરતા તેને સૌથી પહેલી હાથ ધરી એ વાત એ હતી કે આયર્લાંડના ભાગલા કરવા અને એક ભાગ જે અલસ્ટરનો હતો તેને આયર્લાંડની પાર્લામેંટની સત્તા બહાર રાખવુ અર્થાત એરીને આયર્લાંડમાં ઇંગ્લાંડને ઉભા રહેવાનું સદાનું સ્થાન રહે મી૦ લોઇડ જ્યોર્જે એવી સરસ કુનેહ અને ચાલાકીથી કામ કર્યું કે, આયર્લાંડના રાષ્ટ્રિય પક્ષવાળા સમજ્યા કે એણે જે ભાગલા પાડવાનું કર્યું તે કામચલાઉ હતુ અને અલસ્ટરવાળા સમજ્યા કે તે હમેશને માટે હતુ આયર્લાંડમાં ઘુસવા માટે ઇંગ્લાંડને તો એક બારુ ઉઘાડુ રાખવુ જ હતું દરેક પક્ષે એમ કહ્યુ કે અમે જે કહીએ છીએ તેમ મી૦ લોઇડ જ્યોર્જે ચોખ્ખા શબ્દોમાં કહ્યું છે, અને આ ગોટાળાનો જ્યારે નીકાલ ન થયો ત્યારે માંડવાળની વાત ભાગી પડી તેને માટે એણે જે ઉપાય યોજ્યા તે તો આના કરતાં પણ વધારે આશ્ચર્ય ઉપજાવે તેવા હતા આગલા વાઇસરોયને પાછો નીમ્યો અને આયર્લાંડના મુખ્ય સેક્રેટરી તરીકે લીબરલ હતો તેને ખસેડી યુનિયનીસ્ટને મૂક્યો

આમ કરી ઇંગ્લાંડના કારસ્થાનીઓ ખુલ્લી રીતે એમ પૂરવાર કરવા માગતા હતા કે આયર્લાંડનુ રાજતંત્ર ત્યાંના લોકોને પસંદ આવે યા ન આવે તેની મી૦ લોઇડ જ્યોર્જને પરવા ન હતી, પણ યુનિયનીસ્ટોને જેમ બને તેમ તે ઓછા વાધાવાળુ બનાવવાનુ હતુ મી૦ રેડમંડે આવી નીતિથી શુ પરિણામ આવશે તેને માટે ચેતવણી આપી, પણ અંગ્રેજી સરકાર કંઈ ડગી નહિ તેણે શકપર પકડાએલા આસામીઓને છોડવાની ના પાડી તેમ જ તેઓને રાજદ્વારી ગુન્હેગારો તરીકે ગણવાની ના પાડી તેણે સરકારી કાયદાની સખ્તી ઓછી કરવાની ના પાડી અને બ્હાના તરીકે કહ્યુ કે હજુ દેશની સ્થિતિ ઘણી ચિંતા ઉપજાવે એવી છે

જ્યારે ઇંગ્લાંડની પ્રજા અને તેના નાયકો તરફથી એવો જ જવાબ મળ્યો અને ન્યાય કે દયાની આશા નષ્ટ થઈ ત્યારે આયર્લાંડના લોકોએ પોતેજ તપાસ કરવી શરુ કરી, કારણો શોધવા માંડ્યા, શુ કરીએ તો આપણી ઉન્નતી થાય તેનો વિચાર કરવા માંડ્યો જેઓએ આગળ સીનફીનનું નામ પણ નહોતુ સાંભળ્યું તેઓનું ધ્યાન તે બાજુએ ખેંચાયુ તે શુ કહે છે તે તેઓ સાંભળવા લાગ્યા મી૦ પીયર્સ અને મી૦ કૉનોલી જ્યારે જીવતા હતા ત્યારે જેઓ તેમને ઓળખતા ન હતા તેઓ તેમના મરણ બાદ તેમનાં

સિદ્ધાંતો અને લખાણો સમજવા અને વાંચવા મળ્યાં. સીનફીનના ચોપાનીઆઓની માગણી એકદમ વધી ગઈ. બળવા પછી એક મહીનાના અરસામાં તો તેની એક નકલ પણ શોધી મળવી મુશ્કેલ હતી. તેમની ફાટીતુટી નકલો પણ વાંચીવાંચી એક હાથથી બીજે હાથે પસાર થતી હતી. સીનફીનનાં સિદ્ધાંતો આખા આયર્લાંડમાં ચર્ચાવા લાગ્યા હતા. બળવાખોરોની ખરી નેમ શું હતી તે લોકો સમજ્યા, અને સાથેસાથે એમ પણ સમજ્યા કે, બળવાથી કંઈ ફાયદો થયો નહિ અને ભવિષ્યમા થશે પણ નહિં પણ તેમ છતાં ઇંગ્લાંડપરથી પ્રિતિ અને વિશ્વાસ ઘટયાં અને સીનફીનના સિદ્ધાંતમાં માનનારા વધ્યા. સીનફીનવાળા સ્વાશ્રયી થવાનુ શીખવતા હતા. બીજા લોકો આપણું ભલું કરશે અને તેમની ભલી ઇચ્છાઓ પર આશા બાંધી બેસી રહેવાથી કંઈ વળશે નહી એવી લોકોની ખાત્રી વધતી જતી હતી

આવી સ્થિતિમા મી૦ એસ્કવીથની કારકીર્દિનો છેડો આવ્યો. ડિસેમ્બર ૧૯૧૬માં તેને બદલે મી૦ લોઇડ જ્યોર્જ વડા પ્રધાન બન્યો. નવા વડા પ્રધાને થોડાક વખતમાં આયર્લાંડના સવાલનો ફડચો કરવાનુ વચન આપ્યુ હતું. ૨૪ મી ડિસેમ્બર ૧૯૧૬ ને દિને જેઓને નજરકેદ રાખ્યા હતા તેમને છોડયા અને આયર્લાંડ પાછા મોકલ્યા. તેમને ત્યા જે ભારી માન મળ્યુ તેથી એમ જ લાગે કે માંડવાળની યા સવાલનો ફડચો થવાની આશા વ્યર્થ હતી ફેબ્રુઆરી ૧૯૧૭ માં સીનફીનના નાયકો પાછા પોતાને કામે લાગ્યા. 'નેશનલીટી' નામનું એક સાપ્તાહિક છાપુ કાઢવાનું ફરીથી શરુ કર્યું. આ આ વખતે કંઈ થોડા આદમીઓમાં જ તે કંઈ હોંસે વચાતુ નહતુ. હવે તો લોકોનો મોટો ભાગ તે વાંચવા લાગ્યો બળવા પૂર્વે તો સીનફીનરોની વાતો અશક્ય લાગતી, સીનફીનરો જે કહેતા તે કરવુ બહુ મુસ્કેલ લાગતુ. જે પાર્લામેંટના સભ્યોની વરણીઓમાં ભાગ લઈ, મત આપી, લડન પ્રતિનિધિ મોકલી ધાર્યું બની શકે એમ હોય, તો પછી શામાટે સીનફીનરોની સલાહ માની, જુલ્મપર જુલ્મ કરી, તાલીમ લેવી અને સ્વબળપર આધાર રાખતાં શીખવું? પણ હવે લોકોની ખાત્રી થઈ હતી કે, પાર્લામેંટવાદી ટોળાનું કંઈ ઈંગ્લાંડમાં ઉપજતું નહોતું, મી૦ રેડમંડનું ઈંગ્લાંડમાં કોઈ સાંભળતું નહોતું અને તેથી દેશમાંથી તેને કોઇનો ટેકો નહોતો.

દિલના મોડરેટોના જેવી સ્થિતિ બાપડા મી૦ રેડમંડની થઈ પડી હતી. સરકાર કંઈ સાંભળે નહિ અને લોકોનો વિશ્વાસ મળે નહી. હવે તો જે

લોકો પોતાના સિદ્ધાંતો ચોક્કસ રીતે દર્શાવતા અને તેને વળગી કામ કરતા તેઓનું જ લોકો માનતા. સીનફીનવાળાતો પહેલેથી જ કહેતા હતા કે ઈંગ્લાંડની ફલાણી ટોળી આપણું ભલું કરશે, ફલાણો આદમી આપણું સારુ કરશે, એવી વાતો માનવી એ ખાલી ભ્રમજ હતો. ઈંગ્લાંડના થોડાક સારા નેમવાળા માણસો સ્વાર્થપરાયણ ટોળીને સમજાવી શકે તેમ નથી. એ લોકો જે રસ્તો બતાવતા હતા તે લાંબો અને મુશ્કેલીઓથી ભરપુર હતો, પણ તેઓ કહેતા હતા કે જો ટુંકા સલામત રસ્તા લેવા જશો તો ભુલા પડશો અને આપણા ટાપુની બાહાર કંઈ મદદને માટે આશા રાખશો તો ગોટું ખાશો. એટલે કે આપણા દેશની બાહારથી કંઈ મદદ મળશે અને આપણું ભલું થશે એ વાત તો ભૂલી જ જવી જોઇએ.

સીનફીનરો જે વાત આગળ કરતા હતા તે જ તેઓએ ફરીથી કરી; પણ આગળ લોકોને તેઓની વાતમાં વિશ્વાસ આવતો નહોતો તે હવે આવવા માંડ્યો. 'નેશનાલીટી'ના અંકોમાં જુની જ વાતો પાછી છપાવા માંડી. એક અંકમાં દેશમાંથી અનાજની નિકાશ બંધ કરવા બાબત લખ્યું હતું, કારણ કે જ્યારે 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે ત્યારે ઉપાધ્યાયને આટો' એવી નીતિ દેશના લોકોને હાનિકારક હતી. ધનના લોભે પેટ બાળવાની તેમણે ના પાડી. એ છાપાએ સલાહ આપી કે દરેક બંદરપર એક તપાસ કરનારી કમીટી નીમો. તેણે પહેલા જ અંકમાં એમ લખ્યું કે, 'આપણો દાવો લડાઈ પછી મળનારી સુલેહની સભામાં રજુ કરવો.' આ વખતે 'આઇરીશ નેશનલ લીગ' નામની સસ્થાની જાહેરખબર બહાર પડી. સીનફીનની કેવી અસર થઈ હતી. તે તે પરથી જણાય છે. તેમાં લખ્યું હતું કે, 'આઇરીશ નેશનલ લીગ આયર્લાંડને માટે એક સ્વતંત્ર રાજ્ય છે એવો દાવો કબૂલ કરાવવા માંગે છે. દેશપરદેશની સુલેહની સભામાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક માગે છે. લશ્કરમાં જોડાવાના અંગ્રેજી કાયદાની તે સામે છે. આયર્લાંડના લોકોએ સ્વાશ્રયી થવું. જે લોકોને લીગના આશરા હેઠળ પાર્લામેન્ટને માટે ચુંટવામા આવશે તેઓ તેની વડી કાઉન્સીલના કહ્યા પ્રમાણે ચાલશે. પાર્લામેન્ટરી ટોળીના હાથમાં કંઈ પણ સત્તા રાખવી નહી, કારણ કે મળેલી તકો આપણે ફરીથી ખોઇએ નહી.' માર્ચ ૧૯૧૭ માં 'નેશનાલીટી' છાપાએ જાહેર કર્યું કે, આયર્લાંડની 'નેશનલ કાઉન્સીલ, સ્થપાઈ છે. તે આયર્લાંડની પ્રજાના સુલેહની

સભામાં બેસવાના દાવાને ટેકો આપશે અને આયર્લાંડના સામાન્ય હક્કો સાચવશે.

આ વખતે બ્રિટીશ આમની સભામાં આયર્લાંડના ભાગલા અને આયર્લાંડવાસીઓને લશ્કરમાં ફરજીઆત ઘસડવાનો કાયદો એ બે વાતો ચર્ચાતી હતી. આ બન્ને બાબતોમાં આયર્લાંડનો મોટો ભાગ તદ્દન સામે હતો. સીનફીનવાળાઓ સુલેહની સભામાં જવાની વાતો કરતા હતા અને દાવો પણ કરતા હતા, પણ તેમનું ધ્યાન તો મુખ્ય કરીને આ બે બાબતો પર જ લાગ્યુ હતુ અને તેથી કરીને દેશમાં પ્રજાનો મત આ બાબત પર કેળવી તેને આ કાયદાઓની સામે થવા તૈયાર કરવામાં લાગ્યું હતું. સીનફીનવાળાઓની મહેનત નિષ્ફળ નહોતી જતી, એ સને ૧૯૧૭ના ઉનાળામાં દેખાઈ આવ્યુ. તે વખતે એક ડઝન છાપાઓ એવા પ્રગટ થતા હતાં કે જેઓ સીનફીનવાળાના મતના જ હોય ૧૯૧૭ના ફેબ્રુઆરીમાં 'નોર્થ રોસ્કોમન' પરગણાની વરણી થઈ તેમાં સીનફીન ઉમેદવાર બહુ મોટી બહુમતીએ વરાયો. ત્યાર પછી બીજી વરણી બે મહીનામાં થઈ, તે વરણીમાં પાર્લામેન્ટવાદી ટોળી અને સીનફીનવાળાઓએ ભાગ લીધો. બન્ને ટોળીઓએ મત મેળવવાને ખૂબ મહેનત કરી અને આ વરણીને પોતાના જોરની અજમાયસ તરીકે ગણી. સીનફીનવાળાની ફત્તેહ થઈ. આથી તેમને ઉત્તેજન મળ્યુ ઇંગ્લાંડની સરકાર ખીજવાઈ ઉઠી. જે કેટલાક કેદીઓને છોડી મૂકયા હતા તેમને પાછા પકડી દેશપાર કીધા. આયર્લાંડના વડા સેક્રેટરીએ કહ્યુ કે, તેઓપર જોકે કોઈ આરોપ મૂકાયો નથી અને તપાસ પણ થઈ નથી, તોપણ તેમને આયર્લાંડની બાહાર રાખવા એ ફાયદાકારક છે! કોને ફાયદાકારક છે જેટલુ ગુહ્ય રાખ્યુ હતું. હિન્દમા પણ ફાયદાકારક છે એવુ કહીને ઘણુ કરવામાં આવે છે તે જાણીતું છે. લોકો જાણે છે કે વહીવટદારોને કે રાજકર્તાને ફાયદાકારક છે, માટે તેમ કરવામાં આવે છે.

મી૦ રેડમન્ડની ટોળી સરકારનાં આવા પગલાંથી દીલગીર થઈ સરકારને સમજાવવા લાગી, પણ સરકાર તો એમ જ માનવા લાગી હતી કે હવે બળ વાપર્યા વગર બીજો રસ્તો જ ન હતો. સીનફીનવાળાઓએ તરત જ કહ્યુ કે, આયર્લાંડના લોકોની સામે બળ જ વાપરવું એ તો ઇંગ્લાંડની અસલની જુની રીત છે અને તેમાં અજાયબ થવા જેવું જરા પણ નથી મી૦ રેડમંડની ટોળીનું કોઇએ સાંભળ્યું નહિં. ટોરી ટોળી તો એના જુના હિસાબ

મુકવતી હોય તેમ આ લોકોની સામે થઈ. લીબરલ ટોળીએ પણ નેશનાલીસ્ટોની ટોળીનો સૂર્ય અસ્ત પામતો જોઈ મદદ કરવાના અખાડા કર્યા.

આ વખતે સીનફીનવાળાઓએ અને મી૦ રેડમંડની ટોળીએ અંગ્રેજ પ્રધાનમંડળ અને પાર્લામેંટને અરજ ન કરતાં અમેરિકા અને બીજા સ્વતંત્રતા ભોગવતાં રાજ્યોને અરજ કરી. આયર્લાંડ સ્વતંત્ર છે અને તેને સુલેહની સભામાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક છે એ બાબતો નક્કી કરવાને સીનફીનવાળાઓએ ડબ્લીનમાં એક કૉન્ફરન્સ બોલાવી. ઉપલી અરજીની અસર એ થઈ કે મી૦ લોઈડ જ્યોર્જે પોતે આયર્લાંડના સવાલનો ફડચો કેમ કરવા માગે છે તેના મુદ્દા બહાર પાડ્યા. પહેલો તો એક અલ્સ્ટરના છ કરબાઓ આયર્લાંડની પાર્લામેંટની સત્તાની બહાર તત્કાલમાં રાખવા; પણ આ બાબતપર ફરીથી પાંચ વર્ષે રહીને વિચાર કરવો; આયર્લાંડને માટે કાયદા બાંધનારી એક કાઉન્સીલ તુરત જ સ્થાપવી અને નાંણાં પ્રકરણ ફરીથી તપાસવું; જો આ વાતથી ફડચો ન થાય તો આયર્લાંડના પ્રતિનિધિઓની એક સભા બોલાવી પૂછવું કે તમારા દેશમાં સર્વેથી સારી રીતે રાજ્ય કેમ ચાલી શકે તેને માટે તમે સૂચનાઓ કરો.

બધી ટોળીઓએ વડા પ્રધાનના ઉપલા મુદ્દાઓ એકદમ નાકબુલ કર્યા અને હસી કાઢ્યા, પણ એની પ્રતિનિધિઓને બોલાવવાની સૂચનાપર લોકો વિચાર કરવા લાગ્યા. અલ્સ્ટરવાળાઓએ તો શરુઆતમાં જ કહી દીધું કે જો એ 'કનવેન્શન' તેમને પસંદ ન આવે એવી ગોઠવણ કરશે તો તેઓ તે કબુલ કરવાના નથી અને તેને તાબે થવાના નથી. સીનફીનવાળાઓએ તુરત જ એમાં ભાગ લેવાની ના પાડી પ્રત્યાઘાત કર્યો. એ લોકોને તેમાં પાંચ પ્રતિનિધિ નીમવાનો હક્ક મળ્યો હતો, પણ તેઓ જાણતા હતા કે આપણે વધારેને માટે હક્કદાર અને લાયક છીએ. પાંચ જણ એ 'કનવેન્શન'માં બેસી આયર્લાંડનું કંઈ ભલું કરી શકશે નહિ, એવું તેઓએ જણાવ્યું. વળી 'કનવેન્શન'ને જે સત્તા આપવામાં આવી હતી તેની રુએ તેમનાથી આયર્લાંડને સ્વતંત્ર બનાવવું એવું ઠરાવ એવું હતું જ નહિ, અને સીનફીનવાળાઓને તો તે જ જોઈતું હતું એટલે કોઈ જાતનો મેળ ખાય એવું હતું જ નહિ. 'નેશનાલીટી' છાપામાં લખાયું કે આ 'કનવેન્શન' સ્થાપવાનો હેતુ તો આયર્લાંડને આપણા મુખ્ય મુદ્દાથી ખસેડવાનો છે, આપણા વિચા-

રાને ગુંચવાડામાં નાંખવાનો છે, અને ઇંગ્લાંડનો હેતુ આયર્લાંડની માંગણીઓને બીજા સ્વરૂપમાં યુરોપની બીજી પ્રજાઓ આગળ મૂકવાનો છે, માટે તેનાથી તો આપણે આઘા જ રહેવું. સીનફીનવાળાઓએ આયર્લાંડના લોકોને અરજ કરી કે, તમે તમારું તમામ ધ્યાન યૂરોપની સુલેહની મંડળી પર રોકો, અને તે પંચમાં જઈ, અમેરિકા અને રુશિયાએ અને ઇંગ્લાંડના બીજા મિત્ર રાજ્યોએ જે જે વચનો આપ્યાં છે તે ટાંકી બતાવો, અને એ સભાને આ દેશ અને તેના જુલ્મગારો વચ્ચે ન્યાય કરવાનું કહો, અને એમ માગો કે જેમ તમે પોલાંડની સ્વતંત્રતા કબૂલ કરો છો તેમ આયર્લાંડની પણ કબૂલ કરો.

સીનફીનની કાર્યવાહક કમીટીએ એકમતે જાહેર કર્યું કે જ્યાં સુધી (૧) આયર્લાંડને સ્વતંત્રતા અપાય એવી સૂચના કરવાની આ કનવેન્શનને સત્તા ન હોય, (૨) કનવેન્શન બહુમતીથી જે પસાર કરે તે ઇંગ્લાંડ કબુલ કરશે એવી અમેરિકા અને યુરોપનાં બીજાં રાજ્યોને તે ખાતરી ન આપે, (૩) એ કનવેન્શનમાં ફક્ત દરેક ઉમ્મરે પુગેલા માણસના મતથી ચુંટાએલો આયર્લાંડવાસી પ્રતિનિધિ જ બેસી શકે એવું જાહેર ન થાય અને (૪) ઇંગ્લાંડના કેદખાનામાં સબડતા આયર્લાંડવાસીઓ લડાઇમાં પકડાયેલા કેદીઓ જેવા ન ગણવામાં આવે ત્યાં સુધી એ કનવેન્શનમાં ભાગ ન લેવો. પહેલી માગણી સરકારને કબુલ નહતી, બીજી માગણી અલસ્ટરવાળાઓને કબુલ નહતી, ત્રીજી માગણી મી૦ રેડમન્ડની ટોળીને કબુલ ન હતી, પણ ચોથી માગણીમાં સરકારે સુધારો કરી રાજદ્વારી કેદીઓને બીનશરતે છોડી મૂક્યા હતા. કનવેન્શન પોતાનું કામ કરવાની તૈયારી કરતું હતું તેટલામાં બે વરણીઓ થઈ; એક 'ઇસ્ટ કેલર'ના પરગણા માટે હતી; ત્યાં મી૦ ડ વેલેરા નામનો પુરુષ જે ફક્ત એક મહીના પર જ જેલમાંથી છૂટ્યો હતો તેને લોકોએ ચુંટી કાઢ્યો; બીજી વરણી કીલ્કેની નામના શેહેર માટે થઈ ત્યાં પણ સીનફીનવાળાઓની ફત્તેહ થઈ.

વરણીઓ દરમ્યાન સામાન્ય રીતે ભાષણો, છાપામાં લખાણો વિગેરે થાય છે અને મતદારો ઉમેદવારોના મત વિષે જાણીતા થાય છે. આ વરણીઓ દરમ્યાન સીનફીનવાળાઓ મતદારોને જે અરજો કરતા હતા તે જાણી તેમના વિચારોનો સેહેજે ખ્યાલ આવી શકશે: 'આયર્લાંડને બહુ મોટું અને બહુ મજબુત થતું અટકાવવાનો એક જ ઉપાય છે, અને તે એ

કે ઈંગ્લાંડ સાથે તેને બાંધેલું રાખવું ' 'આયર્લાંડના લોકને એક મો પ્રતિનિધિઓ, આમની સભામાં જ્યાં ૬૫૦ સભાસદો છે ત્યાં મોકલવાનો હક્ક આપ્યાથી તેઓનું તે સભામા કંઈ ચાલવાનુ નથી, પણ ઈંગ્લાંડની સત્તા આયર્લાંડના લોકોને કબુલ છે એમ બતાવી શકાશે ' 'ઇંગ્લાંડનો વેપાર સને ૧૯૧૪માં જેટલો અમેરિકા સાથે હતો તેટલો જ આયર્લાન્ડ સાથે હતો અને ફ્રાંસ કરતા બેવડો અને જર્મનીની સાથે કરતાં લગભગ બેવડો હતો આપરથી જોઈ શકાશે કે ઇંગ્લાંડનું અમેરિકા બાદ કરતાં મોટામા મોટું ઘરાક આયર્લાંડ છે આયર્લાંડનો વેપાર આજે જમાનાઓથી ઇંગ્લાંડને એક હાથે છે ' સીનફીનવાળા એમ કહે છે કે તે સ્થિતિ ચાલવા દેવી નહીં 'આયર્લાંડનો તમામ વેપાર ૧૫ કરોડ પાઉંડનો છે અને તેમાંથી સાડાતેર કરોડનો ઇંગ્લાંડ સાથે છે જેટલો વેપાર ઇંગ્લાંડ સાથે છે તેટલો જો બીજા દેશ સાથે કરીએ તો તેઓ આપણને પોતાની બજારમા ઘણી સગવડો કરી આપશે અને જે કીમ્મત હરીફાઈથી આપવી પડે તે આપવાની ફરજ પાડી શકીશુ જ્યા સુધી આપણે બ્રિટીશ આમની સભામા પ્રતિનિધિઓ મોકલીશુ ત્યાં સુધી તેઓ આયર્લાંડની આવક લુંટશે અને વેપાર પોતાના એકલાના હાથમા રાખશે '

સીનફીનની જેમ ખ્યાતી વધતી જતી હતી તેમ આયર્લાંડવાસી સ્વયંસેવકોની ચળવળ પાછી જાગ્રત થવા માંડી હતી તેઓએ કવાયત કરવી શરુ કરી, અને જોકે સરકારે તેને કોઈ પણ રીતે દાબી દેવાનો પોતાનો વિચાર જાહેર કર્યો હતો તોપણ તે લોકોમાં વધારે પસંદગી પામતી જતી હતી જોકે સીનફીનવાળાઓ સ્વયંસેવકોથી પોતાને અળગા જ રાખતા હતા તોપણ આડકતરી મદદ તો આપ્યા જ જતા હતા આ વખતે રાષ્ટ્રીય સ્વયંસેવકો અને આયર્લાંડવાસી સ્વયંસેવકોનું જોડાણ થયુ એટલે સરકારે બધા સ્વયંસેવકો પાસેથી હથીઆર લઈ લેવાનુ શરુ કર્યું આની બદનામી સીનફીનવાળાઓને માથે આવી અલસ્ટરના સ્વયંસેવકોને તો સરકાર છેડી શકે એમ હતું જ નહિ અને તેમની પાસેથી હથીઆર લઈ લેવાનુ તેમણે કંઈ કર્યુ નહિ, કારણ કે તેઓ તો ઈંગ્લાંડના લોકોને મતે વફાદાર હતા સરકારે આમ હથીઆરો લઈ લેવા માંડ્યા એટલે છુપકીથી હથીઆર લુંટી લેવાનું, ચોરી જવાનું શરુ થયુ અને તેને માટે દરોડાઓ પાડવા માંડ્યા તેમાં કઇક નિર્દોષોના જાન ગયા

આ વખતે પાદરીઓએ રાજસત્તાને માન આપવાને ખુદાનો અને મનુષ્યનો કાયદો ન તોડવાને અરજ બાહાર પાડી. સીનફીનવાળા હજુ લગી કદી પણ ખુનામરકીને પસંદ કરતા નહિં, પણ રાજ્યના કાયદાને માન આપવાની સલાહની તેઓ સામે હતા અને તેથી પાદરીઓને ચોખ્ખું કહી દીધું કે રાજદ્વારી બાબતમાં તમારૂં કામ નથી. પાદરીઓ જો આયર્લૉંડવાસી તરીકે લોકો સાથે મળી કામ કરવા ખુશી હોય તો તે વાત તેમને કબુલ હતી, પણ રાજદ્વારી બાબતમાં તેઓને લગામ આપવાને ખુશી ન હતા. જ્યારે સરકારે નીમેલું કનવેન્શન બધબારણે કામ ચલાવતું હતું ત્યારે સીનફીનવાળાએ પોતાનુ કનવેન્શન બોલાવવાનું નક્કી કર્યું. તે કનવેન્શન તા૦ ૧ લી નવેમ્બર ૧૯૧૭ માં મળ્યુ. તેનો પ્રમુખ મી૦ ડી. વેલેરા હતો. મી૦ ડી. વેલેરાને બીશપોએ ચેતવણી આપી હતી કે વળી બીજો બળવો થવાનો છે તેણે તેનો નકારમાં જવાબ વાળ્યો, અને એમ પણ કહ્યું કે અમે કંઈ જર્મનીની સાથે કામ કરવા માગતા નથી. જે બંધારણ આ કનવેન્શને કબુલ કર્યું તે સીનફીનવાળાઓની નીતિ અને મુદ્દાઓપર જ રચાયેલું હતું. સીનફીનવાળાઓનો મુદ્દો એ હતો કે આયર્લૉંડને એક સ્વતંત્ર આયર્લૉંડના પ્રજાસત્તાક રાજ્ય તરીકે પરદેશના રાજ્યો કબૂલ કરે પછી આયર્લૉંડની પ્રજાને એક અરજ કરવી કે દેશમાં રાજકાજ કયા ધોરણે કરવું છે તે નક્કી કરવુ; આયર્લૉંડની પ્રજાને નામે જાહેર કરવું કે બ્રિટીશ પાર્લામેન્ટ યા ઈંગ્લાંડના રાજાને યા તો કોઈપણ પરદેશી સરકારને આયર્લૉંડને માટે કાયદા ઘડવાની સત્તા નથી અને હરકોઈ પ્રકારે ઈંગ્લાંડને આયર્લૉંડપર લશ્કરી બળ યા બીજા કોઈ પણ પ્રકારના બળથી સત્તા ભોગવતુ અટકાવવુ.

સીનફીનવાળાઓની નવી રીતી અને તેમની જુની રીતીમાં ફરક છે. તને ૧૯૦૩–૧૯૧૦ સુધી તેઓ તો હમ્મેશાં સ્વાશ્રયી થવાનું જ કહેતા હતા, અને બીજાને ફરીઆદ કરવી અને મદદ ન લેવી એવું જ કહેતા હતા. નવી રીતિ પ્રમાણે તો આયર્લૉંડનો સવાલ યુરોપની સુલેહની સભામાં લઈ જવાનું ઠર્યું હતું. ત્યાં દેશપરદેશના રાજ્યોને અરજ કરવાની હતી. જુના સીનફીન મત પ્રમાણે તો પોતાનામાં સુધારો કરી લોકોમાં બળ આણવું અને તેમ કરવામાં જ જે ભોગ આપવો પડે તે આપવો; આવું નવામાં

નહોતું. આ ફેરફારો દુનીઆની સ્થિતિ ફેરવાઈ હતી એટલે તેને લઇને કર્યા હતા. પહેલી રીતિ દુનીઆમાં શાંતી હોય ત્યારે કામમાં આવે એવી હતી; બીજીનો ઉપયોગ લડાઈ દરમ્યાન થઈ શકે એમ હતું. જોકે સુલેહની સભાને અરજ કરવાનું સીનફીનવાળાઓએ કબુલ્યું હતું અને તેટલા ભાગે પોતાના નિયમથી ખસ્યા હતા, પણ બીજી બાબતોમાં તેઓ તેમને વળગી રહ્યા હતા. સુલેહની સભામાં જવાની ચાલુ વાતોથી અને ચર્ચાથી આયર્લાંડના લોકોનો પોતાના દેશ માટેનો વિચાર પણ ફેરવાયો હતો. હવે તેઓને કંઈ ઈંગ્લાંડથી છુટવાનો અને સ્વતંત્ર થવાનો જ મનોરથ નહતો પણ એક સ્વતંત્ર પ્રજા તરીકે અન્ય પ્રજાઓ સાથે બેસવાની અને બીજા રાજ્યોના જેવા સઘળા હક્ક મેળવવાની તેઓની ઇચ્છા થઈ હતી.

સીનફીનવાળાઓએ સ્વાશ્રયી થવાનું છોડી દીધું નહોતું તે પૂરવાર કરવાને તેમને એક તક સને ૧૯૧૭ ની આખેરીએ અને સને ૧૯૧૮ ની શરૂઆતમાં શીઆળામાં પડેલા દુકાળ વખતે મળી. આ વખતે યુરોપમાં સર્વત્ર દુકાળ હતો. યુરોપની બધી પ્રજાઓ પોતાના ખોરાકની બહુ સંભાળ રાખી જાળવણી કરતી હતી. આયર્લાંડમાંથી ખોરાક બેધડક બહાર ઉપડી જતો હતો. ઢોર, ચણા અને માખણ મોટા જથ્થામાં ઈંગ્લાંડ જતાં હતાં. આ વખતે તેઓને ખબર હતી કે ખોરાકી જેમ તેમ ઉનાળાની અધવચ સુધી પહોંચશે. આયર્લાંડની ખાધખોરાકીપર કાબુ રાખવાને એક અંગ્રેજી કમીટી નીમાઈ હતી. તેમાં કેટલાક સ્વતંત્ર અને કેટલાક મજુર પક્ષના પણ સભાસદ હતા. તેઓએ વાંધો ઉઠાવ્યો, પણ તેઓની સલાહકારક મંડળી હતી એટલે તેની સલાહ ખાધખોરાકી કાબુમાં રાખનાર ઈંગ્લાંડનો અમલદાર ગણકારતો નહિં. સ્વતંત્ર સભાસદોએ કંટાળીને રાજીનામું આપ્યું અને અમલદારોના હાથમાં કામ રહ્યું. સીનફીનવાળાઓએ આયર્લાંડમાં કેટલો ખોરાક છે તેના બીનસરકારી આંકડા ભેગા કર્યા. સીનફીન કલબોને તેમને જે ખોરાકી સંબંધી માહીતી યા ખબર હોય તે મુખ્ય મંડળને આપવા સૂચવ્યું. ખેડૂતો અને વેપારીઓને ઉદ્દેશીને એક વિનતિ બહાર પાડી કે આયર્લાંડના લોકોને ભૂખમરામાંથી બચાવવાને માટે મદદ કરો અને આયર્લાંડના લોકોના ઉપયોગને માટે જ ખોરાક વેચો. રેલ્વે અને બંદરોપર કામ કરનારાઓને અને મજુરોને પણ કહ્યું કે તમારે ખોરાકના નિકાશના

કામમાં મદદ ન કરવી અને જે કરે તેને દેશનો દુશ્મન ગણજો. પાદરીઓને પણ અરજ કરી કે દેશના ખોરાકને બચાવવામાં અને વેંહેચણી કરવામાં મદદ કરો. પણ આ કામ કંઈ મેહેલું નહોતુ. ખેડુત અને વેપારી પોતાનો નફો મુકી દે એ કંઈ સહેલાઈથી બને નહિં. અગ્રેજ વેપારીઓ આયર્લૅાડના માલને માટે મોટી કીમ્મત આપવા ખુશી હતા અને ખેડુત અને વેપારી તે વેપારીઓને માલ વેચ્યા જ જતે અને છેવટે દેશમાં ચાલવાને બેન્ક નોટો જ, કાગળિયાં રહેતે. મજુરપક્ષે જોયું કે સીનફીનવાળાઓથી એકલે હાથે કંઈ ખોરાકીનો નિકાશ અટકી શકશે નહિં અને તેથી સરકારને વચ્ચે પડવાની અરજ કરી, પણ તેમાં કંઇ વળ્યું નહિં અને જરાપણ ફેર પડ્યો નહિં. ખોરાકીની વેંહેચણી બાબત સીનફીનવાળાઓ કંઇક કરી શક્યા. જે પરગણાઓમાં ભાવ જરા સસ્તા હતા ત્યાંથી માલ લઈ જ્યાં બાહુજ મોંઘો હતો ત્યાં તેઓએ મોકલવાનું શરુ કર્યું. દાખલા તરીકે, ડનીસમાં સીનફીન કલબે એક સીનફીન બજાર ખોલ્યો. ત્યાં ખેડુતો બટાટા લાવતા હતા. કલબ તે ચાલુ ભાવે ખરીદી અને દોઢસો ગરીબ કુટુંબોને પડત ભાવે આપતા. દરેક કુટુંબને એક કાર્ડ આપવામાં આવ્યો હતો અને તેનાપર તેને કેટલા બટાટાની જરૂર છે તે નક્કી લખી આપવામાં આવ્યુ હતુ, અને તે કાર્ડ બતાવતાં તેને તેટલા બટાટા મળતા. આ યોજના ડનીસના કેટલાક પૈસાવાળાએ જોઇતી મુડી રોકી મદદ કરવાથી ચાલી હતી. આ અને આવી બીજી યોજનાઓએ ઠીક કામ કર્યું. આથી સીનફીનવાળાઓની ખ્યાતી વધી અને લોકોમાં તેમનો લાગવગ પણ ઘણો વધ્યો. તેટલા જ પ્રમાણુમાં વિદેશી સરકારની બેદરકારી જોઈ લોકોમાં તેની આબરુ ઘટી.

આજ વખતે જાણે સરકાર સીનફીનની ચળવળને મદદ કરવા માંગતી હોય તેમ તેની પોલીસે કામ લીધુ. લોકો ધીરજથી 'કનવેન્શન'ના કામમાં મદદ કરે યા તે કામ જુએ એટલા માટે જ્યારે સરકાર કેટલાકને કેદખાનામાંથી છોડતી હતી ત્યારે પોલીસ બીજાઓને પકડતી હતી. આથી લોકોમાં કેહવાવા માંડ્યું કે સરકાર કંઈ સારી નિષ્ઠાથી કેદ પકડાયેલાઓને છોડતી નહતી, પણ યુરોપના બીજા રાજ્યોમાં પોતાનું સારુ કેહેવાય તેટલા માટે તેમ કરતી હતી. સરકારનાં કેટલાંક સારાં કામો પોલીસ પોતાની

કમઅક્કલથી કોઈ વખતે કેમ બગાડી નાખે છે તેનો આ એક દાખનો છે લેકો એમ પણ સમજ્યા કે જ્યાં સુધી કનવેન્શનનું કામ ચાલે છે ત્યાં લગણ સીનફીનવાળાઓની વાતો લેકોમાં પ્રસરતી અટકાવવી એવો સરકારનો આમ કરવામાં મુદ્દો છે. આથી પણ સીનફીનવાળાની ખ્યાતી જરા વધી

સને ૧૯૧૮ ની શરૂઆતમાં સાઉથ આરમાઘમાં વરણી થઈ. આ વખત કનવેન્શનનુ કામ ચાલી રહ્યું હતુ. લેકોને તેનાપર આશા હતી કે તે કંઈ રસ્તો દેખાડશે અને આયર્લાંડના સવાલનો ફડચો જલદીથી થશે. એ આશામાં રહી તેઓએ મત સીનફીનવાળાઓની સામે આપ્યો અને સીનફીન ઉમેદવાર નિષ્ફળ ગયો. આ કારણે સૅટ પેટ્રીકને દહાડે સીનફીનવાળાએ દેશમા ઠેરઠેર મોટી જગી સભાઓ બોલાવવાનું નક્કી કર્યું. ડબ્લીન, બેલફાસ્ટ અને ક્લેર શહેરો શિવાય ઘણેખરે ઠેકાણે સભાઓ મળી સભાઓમાં એક દરખાસ્ત પસાર કરી જાહેર કરાયુ કે આયર્લાંડના લોકો એક પ્રજા છે અને સ્વતંત્ર થવાનો તે હક ધરાવે છે; તે હક તેઓનો જમાનાઓથી છે અને કદી તેને તેઓએ છોડ્યો નથી; ઈંગ્લાંડ પોતાના મહારાજ્યને ખાતર આયર્લાંડને બાંધી રાખે છે અને તેમાં આયર્લાંડના લેકોની સમ્મતિ નથી તે દરખાસ્તમાં તે વખતે પ્રધાનોએ કરેલાં ભાષણોમાં એવુ કહ્યુ હતુ કે 'આયર્લાંડને તદ્દન સ્વતંત્ર બનાવવાનો કોઈ પણ સંજોગોમાં વિચાર કરી શકાય એમ નથી' તે અને એવા જ બીજા ઉદ્દગારો ઈંગ્લાંડના આયર્લાંડ માટે ખરા વિચારો કેવા છે તે સાં ટાંકી બતાવાયા.

સને ૧૯૧૮ ની ૬ ઠ્ઠી માર્ચે મી૦ જોન રેડમંડ મરી ગયો. તેની ખાલી પડેલી જગ્યાને માટે વરણીમાં તેનો છોકરો ઉમેદવાર તરીકે બહાર પડ્યો હતો. તેની સામે એક સીનફીન ઉમેદવાર બહાર પડ્યો. આ કામ ઘણુ અયોગ્ય હતુ. મી૦ રેડમંડની સેવાઓ જોતાં આમ કરવું વ્યાજબી નહતું. સીનફીન ઉમેદવાર નિષ્ફળ ગયો.

સને ૧૯૧૮ના એપ્રિલ મહીનામાં 'કનવેન્શન'નો રીપોર્ટ બહાર પડ્યો, પણ તે રીપોર્ટનો અભ્યાસ કરી તેનો સાર ખેંચી તેણે શુ શુ કર્યું તે નક્કી કરવુ એ મુશ્કેલ હતુ આ રીપોર્ટ જે વખતે બહાર પડ્યો તે વખતે યુરોપની મોટી લડાઈ એવે તબક્કે આવી હતી કે લોકોના જીવ ઉચા હતા; શુ થશે એ ખબર નહોતી, સૈન્યને માટે માણસો લાવવાની બૂમ પડી રહી

હતી; ઈંગ્લાંડમાં ફરજીયાત લશ્કરી કાયદો પસાર થયો હતો; બીજા દેશોમાં પણ સૈન્યમાં ભરતી કરવાની મોટી તૈયારીઓ ચાલતી હતી; આયર્લાંડને માટે હજુ લગણ લશ્કરમાં ફરજીઆત જોડાવાનો કાયદો પસાર થયો નહોતો; તેમ કરવાનું પણ ઈંગ્લાંડને આ જ વખતે સુજ્યું 'કનવેન્શન'ના રીપોર્ટમાં એકમતે શું કરવું તે કંઈ કહેવામાં આવ્યું નહોતું અને હવે પછી સરકાર એ બાબતપર વિચાર કરશે એમ કહી આયર્લાંડને હોમરુલ આપવાની બાબતને તત્કાલમાં તો અભરાઈ પર ચઢાવી. લડાઇમાં માણસો જોઇએ માટે તેનો વિચાર પહેલાં કરવો જોઇએ. સૈન્યમાં માણસો જોઇએ અને તે આયર્લાંડમાં હતાં, તો શા માટે તેઓને સૈન્યમાં ન ધસડવાં? સને ૧૯૧૪ માં હોમરુલ બીલ પસાર કર્યું હતું અને પાર્લામેન્ટરી ટોળીને તે કબુલ હતું. તેની રૂએ આયર્લાંડને માટે કાયદા પસાર કરવાની સત્તા બ્રિટીશ પાર્લામેન્ટને હતી. પણ આ કાયદાનો અમલ તો પાર્લામેન્ટે એક કાયદો પસાર કરી મુલતવી રાખ્યો હતો. એટલે એ મુલતવી રહેલા કાયદાનો એક જ ભાગ જે વડા પ્રધાનને જોઇતો હતો તેનો ઉપયોગ કરવાનું તેણે નક્કી કર્યું.

આયર્લાંડને માટે હોમરુલ બીલ મુલ્તવી રહ્યું અને ફરજીઆત લશ્કરમાં જવાનું આવ્યુ! ફરજીઆત લશ્કરમાં દાખલ કરવાનો કાયદો મુસીબતે પસાર થયો હતો. પહેલાં તો લોકો ઘણા સામે હતા. પછી જેમ જેમ લડાઈ લબાતી ગઈ, જેમ જેમ માણસોની સૈન્યમાં વધારે ને વધારે જરૂર પડતી ગઈ, તેમ તેમ લોકોનો વિચાર ફેરવાતો ગયો અને તેઓ આવા કાયદાની જરૂરીઆત સમજવા લાગ્યા અને તે પસાર કરવાને સંમતિ આપી. લોકોની સંમતિ વગર ઈંગ્લાંડમાં પણ આવો કાયદો પસાર થઈ શકતે નહિ. મી૦ એસ્કવીથ જે એક વખતે વડો પ્રધાન હતો અને એક સારો ધારાશાસ્ત્રી છે તેણે જણાવ્યું હતુ કે ફરજીઆત લશ્કરમાં દાખલ કરવાનું કોઈ કાયદાની સત્તા યા રાજ્ય તરફની પોતાની ફરજની રુએ બની શકે નહીં, પણ લોકો સંમતિ આપે તો એવો કાયદો પસાર થઈ શકે. ઓસ્ટ્રેલીઆમાં આવા કાયદાને માટે ભારી ચર્ચા થઈ હતી અને આખરે તેમાં કંઈ વળ્યું નહોતું. આવો કાયદો ત્યાંની સરકાર પસાર કરાવી શકી નહતી. ઓસ્ટ્રેલીઆના લોકો પર આવા કાયદા માટે દબાણ કરવાનો યા તેમને આવો કાયદો પસાર કરતાં અટકાવવાનો ઓસ્ટ્રેલિયાવાસીને હક નથી એમ કોઇએ

પણ કહ્યું ન હતું ઓસ્ટ્રેલીઆના લોકોની માફક આયર્લાંડના લોકોને આ બાબતમાં કંઈ પસંદ કરવાની તક અપાઈ નહોતી.

જે પ્રધાનમંડળે આવો ઠરાવ કર્યો તેમાં એક પણ આયર્લાંડનો સભ્ય નહોતો. આયર્લાંડના લોકોની મરજી વિરુદ્ધ આ કાયદાનો અમલ કરવાનો હતો. જ્યારે આયર્લાંડવાસીઓને એમ કહેવામાં આવ્યું કે તમને પસંદ હો યા ન હો પણ અંગ્રેજી પાર્લમેન્ટે કાયદો પસાર કર્યો છે માટે તમારે તેને માન આપવું જ જોઈએ, ત્યારે આયર્લાંડના લોકોએ જવાબ આપ્યો કે જ્યારે અલસ્ટરવાળા પાર્લમેન્ટના કાયદાને તાબે થવાની ના પાડતા હતા ત્યારે તમે આ સૂત્ર પ્રમાણે કેમ નહોતા ચાલતા અને તેમના પર દબાણ કેમ નહોતા કરતા? સીનફીનવાળાઓએ તો પાછું પોતે જે આગળ અનેક વાર કહ્યું હતું તેજ કહ્યું કે આ એક વધુ દાખલો છે કે જેથી એમ પુરવાર થાય છે કે ઈંગ્લાંડ આયર્લાંડ પર ફક્ત બળજોરીથી રાજ્ય કરે છે અને કરવા માગે છે. એ લોકોએ એમ પણ બતાવ્યું કે આયર્લાંડની જુની પાર્લમેન્ટને પણ આ સત્તા નહોતી અને એ પાર્લમેન્ટની સત્તા સો વર્ષ પરના 'યુનીઅન એક્ટ' (આયર્લાંડ અને ઈંગ્લાંડને જોડવાના કાયદા) પ્રમાણે ઈંગ્લાંડની પાર્લમેન્ટને મળેલી છે, તો જે સત્તા આયર્લાંડની પાર્લમેન્ટને નહતી તે કંઈ ઈંગ્લાંડની પાર્લમેન્ટને આપી શકે નહિ. જે પોતાની પાસે ન હોય તે બીજાને આપી જ ન શકાય. કોઈ પણ આદમીનો જાન અથવા છુટાપણું જ્યારે તેણે કંઈ ગુન્હો કર્યો હોય અને તેને શિક્ષા થઈ હોય ત્યારે જ તે શિક્ષા

અને આપણે ઈંગ્લાંડના ગુલામો છીએ એવું સ્વીકારવું પડશે. આવો કાયદો બ્રિટીશ સરકારને પસાર કરવાનો હક જ નથી. આવો કાયદો જો પસાર થાય તો ઈંગ્લાંડના લોકોએ આયર્લાંડ સામે લડાઈ જાહેર કરી છે એમ માનવુ. એ કોન્ફરન્સે કેથોલિક પાદરીઓની પણ મદદ માગી. તેઓએ પણ તે આપવા કબુલ્યુ અને એક મેનીફેસ્ટો બહાર પાડ્યો. તેમાં આવા કાયદાની સામે થવાને તેઓએ કહ્યુ હતુ પણ તેની સામે ધર્મની બાબતને એવી રીતે જોડી દીધી હતી કે સીનફીનરોને લાગ્યુ કે આના કરતાં તો મદદ ન જ માંગી હતે તો સારુ, ઈંગ્લાંડના છાપાંઓએ તરત જ 'No Popery' (એટલે કે કેથોલિકો રોમના પોપના અનુયાયીઓ છે અને તેમનો મત આપણા વહીવટમાં ન જોઇએ )ની બુમ પાડી અલસ્ટરવાળા પ્રોટેસ્ટંટોએ પણ તેની સામા વાંધો ઉઠાવ્યો. આવા મેનીફેસ્ટોથી જે કંઈ ફાયદો થાત તેના કરતાં નુકસાન થવાના વધારે સભવ દેખાવા લાગ્યા.

પણ લોકોનુ આ કાયદા સામે થવાનુ તો ચાલુ રહ્યું. નેશનાલીસ્ટોએ આ કાયદાની સામે થવા મોગદ લીધા. મજુર પક્ષે ૨૩ મી એપ્રીલ ૧૯૧૮ ને દીને એક મોટી હડતાળ પાડી. ફરજીઆત લશ્કરમા દાખલ કરવાના કાયદાની સામે જેટલા વાંધા હતા તે બધા ઘડી કાઢી એક મુસદ્દો તૈયાર કરી ડબ્લીનના લોર્ડ મેયર (નગરશેઠ)ને અમેરીકા મોકલવાનુ નક્કી કર્યું. આયર્લાંડના લોર્ડ લેફ્ટેનન્ટ લોર્ડ ફ્રેન્ચે લોર્ડ મેયરને અમેરીકા જવાની રજા ન આપી અને કહ્યુ કે તમારો મુસદ્દો અમને વાંચવા મોકલો અને અમારી પસદગી મેળવો. બીજો રસ્તો જે અધિકારીઓએ પકડ્યો તે આ ચળવળના નાયકોને પકડવાનું શરુ કરવાનો હતો સીનફીનના બે સરદારો મી૦ ડી. વેલેરા અને મી૦ આરથર ગ્રીફીથને કેદ કર્યા, બીજા કેટલાકોને પણ કેદ કર્યા અથવા દેશપાર કર્યા. ઈંગ્લાંડના લોકો આયર્લાંડના લોકો લશ્કરમાં જોડાવાના કાયદાની સામે થતા હતા એટલે તેમની સાથે ગુસ્સામા તો હતા, પણ જે રીતે અમલદારો આયર્લાંડમાં કામ લેતા હતા તે તેમને પસદ નહોતુ. આવી લોકલાગણી જોઈ ત્યારે અમલદારોએ કહ્યું કે, ઉપલા આદમીઓને તો જર્મની સાથે છુપો તાગડો રચવા માટે પકડ્યા છે. લોર્ડ વીમબોર્ન જેના વખતમાં આ ઠરેવાનો તાગડો રચાયો હતો તેણે આવી કોઈ વાત જાણ્યાની સાફ ના પાડી અને આવુ કંઈ હશે એવુ પણ સ્વીકારવાની ના પાડી. વડા પ્રધાને

કહ્યું કે મેં તપાસ કરી છે અને પુરાવા જોયા છે, પણ તે બહાર પાડવાની ના પાડી. આયર્લૅંડના વહીવટ ખાતાની કચેરીએ એક મોટો હેવાલ બહાર પાડ્યો. તેમાં સીનફીનનો આગલો ઇતિહાસ આપ્યો હતો અને કોઈ આસામીઓએ જર્મની પાસેથી પૈસા લીધા છે અને તેઓ જર્મની સાથે વ્યવહાર રાખે છે એવું તેમાં જણાવ્યું હતું. પણ કેદ પકડાયેલાઓની સામે કંઈ સીધો પૂરાવો ન હતો અને કેટલાક તો જ્યારે આ છુપો તાગડો રચવાનુ કહેવામાં આવતુ હતું તે વખતે કેદમાં હતા. સરકારે જે હેવાલ બહાર પાડ્યો હતો તેની "ન્યુ આયર્લૅંડ" નામનાં છાપાંમાં સખ્ત ખબર લેવાઈ. સરકારની આબરૂને ધોકો પહોંચ્યો અને ફરીથી આવા હેવાલો છાપવાનુ માંડી વળાયુ. સને ૧૯૧૮ ના જુલાઈ મહીનામાં સીનફીન, ગેલીક લીગ નામની એક બીજી એવી જ મંડળી, અને આયર્લૅંડવાસી સ્વયંસેવક વિગેરે મંડળો દેશને માટે ધાસ્તીભર્યા છે એવુ જાહેર થયું. સરકારને જે ન ગમતા હોય એવા પુરુષોના આશરા નીચે જે મેળાવડાઓ, અંગકસરતના અખાડાઓ વિગેરે થતા તો તેમને પણ બંધ કરાવવામાં આવતા હતા રાજ્ય એટલે તેનો અર્થ એમ થવા માંડ્યો કે અમલદારોને જે કરવું હોય તેમ કરવાને માટે જેટલા લશ્કરી આદમીઓ આયર્લૅંડમાં જોઇએ તેટલાં રાખી તેમ કરવા દેવાની સગવડ કરી આપનારી સંસ્થા. વળી આયર્લૅંડ જાણે શત્રુનો એક દેશ હોય અને તેનો કબજો લીધો હોય અને ત્યાં રાજ્યબંધારણની રુએ કારભાર ચાલતો ન હોય એમ ખુલ્લી રીતે વર્તવામાં આવતુ હતુ. મી૦ ગ્રીફીથને જ્યારે પકડવામાં આવ્યો ત્યારે સરકારની આવી ચાલ બાબત જાણે સામો જવાબ આપતા હોય તેમ સીનફીનવાળાઓએ તેને ઇસ્ટ કેવેન તરફથી ઈંગ્લાંડની પાર્લામેન્ટ માટે ચુંટી કાઢ્યો.

મી૦ રેડમંડની પાર્લામેન્ટરી પક્ષકારોએ ઈંગ્લાંડથી આયર્લૅંડ આવી લશ્કરમાં ફરજીઆત દાખલ થવાના કાયદાની સામે થવા સીનફીનવાળાઓને મદદ તો કરી, પણ તેઓ કંઈ સીનફીનવાળાઓનો આખો કાર્યક્રમ યા તો તેઓની બધી માંગણી વ્યાજબી છે યા મને ગમતી છે એમ કબૂલ કરતા નહતા. હજુ તેઓ તો જુની પદ્ધતિને વળગી અંગ્રેજ પાર્લામેન્ટ પાસેથી ધીમે ધીમે સ્વરાજ મેળવવાની રૂઢિ ચાલુ રાખવાના જ વિચારના હતા. સીનફીનવાળાઓની તકરાર વાજબી નથી એમ એ લોકોથી પૂરવાર થઈ

શકતુ નહોતુ અને સીનફીનવાળાઓને નેશનાલીસ્ટોનો મોટો ટેકો હતો અને રેડમન્ડની ટોળીને કોઈ ટેકો આપતું નહતુ.

સીનફીનવાળાઓ અને ધર્મગુરુઓ વચ્ચે મેહેલાઇથી સમજાય એવો સબંધ હતો. કેટલાક કહેતા કે સીનફીનવાળાઓએ ધર્મગુરુઓને મેળવી લીધા છે, ત્યારે કેટલાક કહેતા કે ધર્મગુરુઓએ સીનફીનવાળાઓને મેળવી લીધા છે. વાસ્તવિક એ બન્ને વાત ખોટી હતી કોઈ કોઈ ધર્મગુરુની સીનફીન-વાળાઓ માટે લાગણી હશે, પણ ઘણાઓ એવા હતા કે તેઓને સીનફીન-વાળાઓ સાથે કંઈ સબંધ નહોતો લશ્કરમા ફરજીઆત દાખલ કરવાના કાય-દાની સામે થવા એઓ અને સીનફીનવાળાઓએ સાથે મળી કામ કર્યું હતુ એટલુજ. સીનફીનવાળાઓ પણ એ ધર્મગુરુઓની પોતાના પ્રત્યેની ખરી લાગણી માટે કંઈ ભુલ ખાતા નહોતા ફાધર ઓ'ફ્લેનેગન (જેણે થોડાક વખત ઉપર પોતાને આઇરીશ પ્રજાસત્તાકના કામચલાઉ પ્રમુખ તરીકે જાહેર કર્યો હતો તે) નામના એક પાદરીએ સીનફીનવાળા તરફથી ઇસ્ટ કવેનની ચરણીમા ઘણો મોટો ભાગ લીધો હતો તેના ઉપરી રેવરન્ડ ડોક્ટર કોઇને તેની બધી સત્તાઓ લઈ લીધી અને તેને દેવળમા 'માસ' (mass) કહેતા પણ અટકાવ્યો ક્રોમાનાના લોકો આથી ગુસ્સે થયા અને દેવળ બધ કર્યું અને બીજા કોઇને પણ 'માસ' (ઉપદેશ) કહેવા દીધો નહિં જ્યારે પાદરીઓ સીનફીનવાળાની સામે દેવળોમા બોલતા ત્યારે સીનફીનવાળાઓ તેનો સામો જવાબ તત્કાળ આપતા, પણ તે ઘણી માનભરી રીતે આપતા અને અપમાનકારક કંઈ કરતા કે બોલતા નહિ આયર્લૉન્ડના કેથૉલિકોના ધર્મગુરુઓ હમ્મેશા કાયદો અને પૂરી વ્યવસ્થાની બાજુ પર હમ્મેશા રહેતા તેઓએ રીનિયનોની સાથે વ્યવહાર બધ કર્યો હતો, લેન્ડ લીગ(જમીન રક્ષણમડળી)ની સામે હતા, અને બળવાને વખોડી કાઢ્યો હતો જો આ લોકો આવી રીતે કાયદાને માન આપીને ચાલવાની બાબતમા ચુસ્ત ન હતે તો આયર્લાન્ડના લોકો ક્યારના એ હદની બહાર નીકળી ગયા હતે તેઓ ખૂનામરકીની સામે ખૂબ જોશથી બોલતા જો તેઓ આયર્લાન્ડની રાજ-કારી બાબતોમા માથુ મારતા હતા તો તેઓ જ કંઈ એમ નહોતા કરતા, પણ પ્રોટેસ્ટટોના ધર્મગુરુઓ પણ એમ જ કરતા હતા

મજુરપક્ષ અને સીનફીનવાળાઓ સાથે મળી કામ કરતા હતા તેથી કંઈ મજુરપક્ષ સીનફીન બની ગયો હતો અથવા સીનફીનવાળા મજુરપક્ષના વિચારના થઈ ગયા હતા એવું કંઈ નહોતું. આ પક્ષ પણ સીનફીનવાળાની સાથે લશ્કરમાં ફરજીઆત રીતે માણસોને દાખલ કરવાના કાયદાની સામે હતો. બળવા વખતે પણ પ્રજાસત્તાવાદી સ્વયંસેવકો અને 'શહેરીઓના લશ્કર' વચ્ચે જે જોડાણ થયુ હતું તે કામચલાઉ જ અને થોડાક વખતને માટે જ હતુ. સીનફીનના એક નેતા મી० ડેસેરાએ કહ્યું હતુ કે આયર્લૅાંડને છૂટાપણુ મળવા દો, પછી તમારા એટલે મજુરપક્ષના જે હક્કો હશે તે જરૂર મળશે. મજુરપક્ષ કહેતો કે છૂટાપણું ભોગવતા દેશોમાં પણ મજુરોના હક્ક પૂરા મળ્યા નથી અને અમે કંઈ ત્યાં સુધી થોભવા માંગતા નથી, પણ અમને તો જ્યાંથી અને જ્યારે પણ તક મળશે તે અમે લેશું અને અમારુ ભલું કરશું. મજુરપક્ષ કંઈ 'અંગ્રેજી કાયદાનો' તદ્દન બહિષ્કાર કરવા માંગતો નહતો, જો જમણા હાથે કોઈ તમાચો મારે અને ડાબે હાથે જો કોઈ બક્ષિસ આપે તો ડાબા હાથની બક્ષિસ લેવા મજુરપક્ષ ના ન પાડે, પણ એમ પણ સાથે લાગું રહે કે એ બન્ને હાથવાળાને વખત આવે જરૂર જોઈ લઈશુ, પણ હમણા તો અમારે જીવવુ એ ઘણું આવશ્યક છે. સીનફીનવાળા તેમને અંગ્રેજી મજુરપક્ષથી છૂટા પડવા કહેતા, પણ તેઓ કંઈ તેમનું સાંભળતા નહિં. અલ્સ્ટરવાળા પણ બેલફાસ્ટના મજુરપક્ષને અંગ્રેજ મજુરપક્ષથી છૂટા પડવાનું કહેતા, પણ જુદાજ કારણે સીનફીનવાળાઓનો વાંધો મજુરપક્ષ અંગ્રેજોનો છે એટલા માટે જ હતો; જ્યારે અંગ્રેજ મજુરપક્ષ આયર્લૅાંડને હોમરુલ અપાવવાની તરફેણમાં હતો તેટલા માટે અલ્સ્ટરવાળા ઉપલી માંગણી બેલફાસ્ટના મજુરપક્ષ પાસે કરતા હતા.

લડાઈ બંધ થઈ, પણ આયર્લૅાંડના રાજ્યતંત્રમાં કંઈ ફેરફાર થયો નહિં. આયર્લૅાંડમાં સુલેહ અને શાન્તિ જાળવવાને વધારે લશ્કર ફાજલ પાડી શકાશે એમ અંગ્રેજ રાજદ્વારીઓને લાગ્યુ. લશ્કરી કાયદાનો અમલ કંઈ બંધ પડ્યો નહિં. પુરુષોને અને સ્ત્રીઓને કંઈ પણ ગુન્હો દર્શાવ્યા વિના કેદખાને મોકલાવવામાં આવતાં, અને તેઓ કેટલો વખત ત્યાં રહેશે એ તેઓને કેદમાં મોકલનારા અથવા ત્યાં રાખનારા પણ ચોક્કસ કહી શકતા નહિં.

આવા સંજોગોમાં ૧૯૧૮ માં જર્મની સાથેના યુદ્ધના અંત પછી 'ફત્તેહની વરણી' થઈ. કેટલોક વખત તો મજુરપક્ષ અને સીનફીનવાળાઓની માંહોમાંહે તકરાર ચાલી, પણ આખરે મજુરપક્ષે પોતાના ઉમેદવારો ખેંચી લીધા. ૧૦૬ જણા જેઓને વરવામાં આવ્યા હતા તેમાંના ૭૩ જણા સીનફીનરો હતા. તેઓએ ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં ન બેસવાના સોગંદ લીધા હતા અને આયર્લાંડને સ્વતંત્ર થવાનો હક્ક છે એમ માનનારા હતા. તેઓ અંગ્રેજી પાર્લામેન્ટમાં બેઠા જ નહિ. તેઓએ આયર્લાંડના વહીવટ માટે આયર્લાંડના મનદારોના પ્રતિનિધિઓની એક નવી પાર્લામેન્ટ આયર્લાંડમાં સ્થાપી. અસહકારનું આ એક વિચારવા જેવું સ્વરૂપ છે. એક પક્ષે વરણીમાં ન ઉભા રહેવું અને અસહકાર કરવો, અને બીજા પક્ષે ઉભા રહી, વરાઈ, પછી ધારાસભામાં બેસવું જ નહિ અને તેમ કરી અસહકાર દર્શાવવો અને વળી ક્રિયાત્મક કાર્ય સાથે લાગું કરવુ, એવા બે જાતના અસહકારમાં કયો ફાયદાકારક છે એ બાબત વિચારવા જેવી છે.

જે સખ્તાઇથી ઇંગ્લાંડે આયર્લાંડમાં ઇસ્ટરના બળવાને માટે કામ લીધું અને સીનફીનના સરદારોને પકડીને કેદ કર્યા અથવા ફાંસી દીધા તેથી સીનફીનવાળા થોડોક વખત તો ડઘાઇ જ ગયા. સર્વત્ર થોડોક સમય શાંતિ પથરાઇ. ઈંગ્લાંડના લોકો સમજ્યા કે આપણી દમનનીતિ ફત્તેહમંદ થઈ છે. આપણે ઠીક ધડો બેસાડ્યો છે. હવે કંઈ નહિ તો થોડોક વખત તો આયર્લાંડ દબાયેલું રહેશે. પણ આ આશા ફળિભુત થવા સરજાએલી નહોતી. એકલી દમનનીતિથી કોઈ દિવસ પણ સ્વરાજ માંગતી ને તેને માટે લડતી પ્રજાને શાંત રાખી શકાય જ નહિ. ભલે, એ પ્રજાના વધારે આકરા લોકો પકડાઈ જાય કે ફાંસીએ જાય, પણ જ્યાં એ સ્વરાજ અને સ્વરાજ જ જોઇએ એવી જ્યારે તીવ્ર લાગણી પ્રજાના મોટા ભાગમાં પસરી હોય ત્યારે તો એકલી દમનનીતિ તદ્દન નકામી થઈ પડે છે ઘણી વખતે તો તેને લીધે ધારવા કરતાં ઉલટું જ પરિણામ આવે છે. એથી કરીને તો સ્વરાજ માટે લડતી પ્રજામાં વધારે જુસ્સો આવે છે ને રાજ્ય કરતી પ્રજાની સામે વધારે સખત લાગણી ઉભી કરે છે. આયર્લાંડમાં પણ તેમજ થયું. સીનફીનવાળા જે પોતાનો પક્ષ અત્યાર સુધી નહોતા વધારી શકના તેમને માટે અસહકારના ૭ પરબખ્યાઓ બાદ કરતાં આખા દેશમાં ખુબ

સરસ લાગણી ફેલાઈ ને તેમનો પક્ષ એકદમ ખુબ વધવા માંડ્યો. તેમણે પણ પોતાની કામ કરવાની પદ્ધતિમાં ફેરફાર કર્યો. અત્યાર સુધી જેઓ પશુબળમાં માનતા નહોતા તે તેમાં માનવા લાગ્યા. ઇસ્ટરના બળવાની નિષ્ફળતાથી પશુબળમાં શ્રદ્ધા ઘટવાને બદલે વધી, અને બળવાની નિષ્ફળતાનું ખરું કારણ તેમને પશુબળ વાપરવાનું ભુલ ભરેલું છે એમ લાગવાને બદલે મોટા પ્રમાણમાં અને સચોટ રીતે તે ન વપરાયું ને તેને માટે જોઇતી લોકતૈયારી અને સાધનની અછત તે લાગ્યાં.

૧૦ મી જુન ૧૯૧૬ માં મી૦ રેડમંડે જાહેર કર્યું હતું કે મી૦ લોઈડ જ્યોર્જે ઈંગ્લાંડની સરકાર તરફથી વચન આપ્યું છે કે હોમરુલ બીલ જેને પસાર કરી મુલતવી રાખવામાં આવ્યું હતુ તેને એકદમ અમલમાં મુકવુ. પણ લડાઈ દરમ્યાન અને લડાઈ પછી થોડોક વખત તેને અલસ્ટરના ૭ પરગણાંઓને ન લાગુ પાડવાનો મુસદ્દો પાર્લામેન્ટમાં દાખલ કરવો. અલસ્ટરવાળાઓ પોતાનો વાંધો ઉભો રાખીને અને તેને માટે ખુબ મજબુતીથી લડવાનું જાહેર કરીને આયર્લાંડના બીજા ભાગોને હોમરુલ લાગુ પાડવાના બીલને પોતાનો ટેકો છે એમ જાહેર કર્યું. આયર્લાંડમાં વસ્તા બીજા પ્રોટેસ્ટંટોએ આવા બીલની સામે પોતાનો મજબુત વાંધો ઉઠાવ્યો અને જાહેર કર્યું કે આયર્લાંડમાં રોમન કેથોલિકોની વધુમતી હોવાથી આયર્લાંડને હોમરુલ આપવાનો એક જ અર્થ થશે કે તેમણે રોમન કેથોલિકોના અમલ તળે રહેવું અને તે તેઓ કદી કબુલ કરશે નહીં. આ લઘુમતીને ઈંગ્લાંડના પ્રોટેસ્ટંટોનો ટેકો હતો. ઈંગ્લાંડના લોકો લઘુમતીને હમ્મેશાં ટેકો આપનારા અને તેઓના કહેવાતા હકોનો બચાવ કરનારા હોય છે. તેઓ હમ્મેશાં તેમના રાજ્યમાં વસતી અને સ્વરાજ માંગતી સર્વે પ્રજાઓને નિરંતર એક જ વાત કહ્યા કરે છે કે લઘુમતી ને બહુમતીવાળા બન્ને પક્ષો એવી સરસ આપસઆપસમાં સમજુતી કરો ને બંધારણ તૈયાર કરો કે લઘુમતીવાળાને ભવિષ્યમાં કોઈ દિવસ જરા પણ આપદા ન પડે અને બહુમતીવાળા જરા પણ કનડી ન શકે અને તેની ખામી બંધારણમાં હોવી ન જોઇએ. આવું બંધારણ તમે સમજીને તૈયાર કરો કે ઈંગ્લાંડ પોતાની સહીસલામતી સંપૂર્ણ રીતે જળવાઈ રહે અને સર્વોપરીપણું જાતેદાનનું જળવાઇ રહે એવી બધી સાવચેતી રાખી

તમને સ્વરાજ આપવા તૈયાર છે. આવું બંધારણ તૈયાર કરવું એ કંઈ સેહેલું કામ નથી. બે પક્ષ ક્વચિત જ એક બાબતપર એકમત થાય. ઈંગ્લાંડ-વાળા વારા ફરતી એક બાજુ અથવા બીજી બાજુને ટેકો આપે અને કોમી ઝઘડા અથવા માંહોમાંહેની લડાઈ કાયમ ચાલ્યા જ કરે, અને આ બધો વખત ઈંગ્લાંડવાળા તે પ્રજાને કહ્યા જ કરે અમે તો તમને સ્વરાજ આપવા અને તે માટે બધું કરવા તૈયાર છીએ, પણ તમારું જ ક્યાં ઠેકાણું છે? ઉપર પ્રમાણે બીલ દાખલ કરવાનું કેહેવાયું તો ખરું, પણ ઉમરાવોની સભા જે દુનિયાની પ્રગતિથી પચાસ વર્ષ હમ્મેશ પાછળ હોય છે તેમાં ગ્રાપણો થયાં ને તેમાં નવી જ વાતો કેહેવાઈ. આ દરમ્યાન આયર્લાંડમાં કોમોની ફેરફારી થઈ, અને તે પણ એવી કે ઈંગ્લાંડની ભલી નેમોને માટે જરા પણ વિશ્વાસ આવ્યો હોય તો તે તરત ઉડી જાય.

આ બધાથી મી૦ રેડમંડે જાહેર કર્યું કે હોમરુલ બીલની વાત પડતી મુકાઈ છે. આનો લાભ પણ સીનફીનવાળાઓએ લીધો. મી૦ રેડમંડના પક્ષ-વાળાઓ જેમને તેઓ આયર્લાન્ડના ભાગલા કરનારા પક્ષ તરીકે હમ્મેશ ઓળખાવતા તેમની પણ શી સ્થિતિ હતી તે વધારે સચોટ રીતે લોકોને બતાવી. એ પક્ષમાં જે થોડાક પણ માનનારા હતા તેમના દીલમાં પણ વસવસો ઉભો થયો ને સીનફીનનો પક્ષ વધ્યો. મી૦ રેડમંડે પણ પોતાની

સાંભળ્યો છે. કોઈ પણ દિવસ આવો બચાવ તેમને ગળે ઉતર્યો નથી તરતને માટે તો ઉભરો સમાઈ જાય, પણ અસંતોષ વધારે ઓહોળા પ્રમાણમાં અને લાંબા વખતને માટે પથરાય.

સીનફીનની ચળવળને આવી સ્થિતિએ મોટો ટેકો આપ્યો. તેમના નાયકો કેદમાં પડ્યા હતા અથવા ફાંસીએ ગયા હતા. છાપાંઓ બંધ થઈ ગયાં હતાં. લોકોની શ્રદ્ધા તેમનામાંથી જરા ડગવા માંડેલી. આવી સ્થિતીમાં આવી પડેલી સીનફીનની ચળવળ દમનનીતિના ચાલુ ઉપચારથી પાછી સતેજ થઈ. 'આયરીશમેન' નામના છાપાના ૯ મી ડીસેમ્બર ૧૯૧૬ ના અંકમાં સીનફીનવાળાઓએ પોતાની કામ કરવાની પદ્ધતિ સમજાવી પેહેલાં તો પરદેશીઓના રાજ્ય સાથે બેઠો વિરોધ. બીજું દેશની ઉન્નતિનાં સાધનોનો વિકાસ. એ વિકાસ પરદેશીઓની નકલ કરીને નહિ પણ જાતી ખામીઅતોને ધ્યાનમાં લઇને તેની સપૂર્ણ ખીલવણીથી. અને છેવટે નેશનલ કાઉન્સીલની મદદથી દેશનું પરદેશીઓનુ રાજ્યતંત્ર ઉંધુ વાળવું 'ન્યુ આયર્લાંડ' નામના છાપાના ૩૦ મી ડીસેમ્બરના અંકમાં આઈરીશ સ્વયંસેવકાથી આયર્લાંડનો ઉદ્ધાર થવાનો છે એમ લખાયું. વળી બીજા અંકમાં આયર્લાંડની સ્થિતિ પોલાડ કરતાં પણ કેટલી ખરાબ છે તે વર્ણવાઈ. સને ૧૯૧૭ ની શરુઆતમાં સીનફીનવાળાઓએ 'ધી આઈરીશ વર્લ્ડ' કરીને એક સાપ્તાહિક પત્ર કાઢ્યું. આરથર ગ્રીફીથે 'નેશનાલીટી' પત્રને સજીવન કર્યું. આવા પત્રોની અને તેમાં આવતા લખાણોની એકજ અસર થાય, અને તે એ કે સરકારને માટે-મામલો ગંભીર થતો જાય આ વર્ષમાં અમેરિકા જર્મનીની સામે લડાઇમાં ઉતર્યું, તેથી સીનફીનવાળાઓની મોટી આશાઓ અને મદારો જે અમેરિકાની મદદ પર બધાયા હતા તે નષ્ટ પામ્યા. હવે તો તેની જે મદદ સુલેહની સભામાં મળે તે ખરી. આમ અડચણ આવતાં તેઓએ પોતાની જુની રીત પ્રમાણે પાછું કામ લેવાનું શરુ કર્યું. પરદેશી રાજ્યતંત્રની સાથે અસહકારનો પ્રયોગ પાછો અમલમાં લાવવાની મેહેનત કરી આ પ્રયોગને પાર ઉતારવાને માટે પ્રજાના મોટા ભાગની સહાનુભૂતિ જોઇએ. એ માટે ફરજીઆત લશ્કરી તાલીમના કાયદાથી દેશને શી શી હાનિ થશે તે બતાવવાનું હાથ ધર્યુ. તે વખતે જર્મની સાથે ખુબ જોશથી લડાઈ ચાલતી હતી. જર્મન સબમરીનોથી દેશના

વેપારને ઘણી હાનિ થઈ હતી. સીનફીનવાળાઓએ કહ્યું કે આપણા દેશના માણસો, પૈસો અને ખોરાક બધું જ આ મોટા યજ્ઞમાં હોમાશે અને આપણો નિર્ધન દેશ પાયમાલ થશે. વળી લડાઈ પછી પણ બહુ જ સખ્ત કરો નાંખવામાં આવશે અને આ બધું આપણે ઈંગ્લાંડને લીધે ખમવું પડશે. આ બધી વાતોમાં લોકોને ગળે એક વાત સજ્જડ ઉતરી ગઇ તે એ કે જો લડાઈ દરમ્યાન જ આપણે સ્વતંત્ર થઇ જઇએ તો લડાઈ પછીના કરોમાંથી બચી જઇએ. વળી સબમરીનોને લીધે આયર્લૉંડમાં ખોરાકની વહેંચણી માટે કેટલાક કાયદા કરવા પડ્યા હતા તેનો પણ લાભ સીનફીનવાળાઓએ પૂરતો લીધો. ઈંગ્લાંડમાં ખોરાકીની અછત હતી ત્યાંના લોકો પુષ્કળ ધનવાન હતા. આપણા દેશમાંથી ખોરાક વિગેરે મોંઘ માગે દામે પણ ખેડુતો પાસેથી તેઓ લઈ જશે અને આપણે ભુખે મરીશું એમ પણ એ લોકોએ લખ્યું મોટી લડાઈ ઘણા જ જોશમાં ચાલતી હતી ઈંગ્લાંડે તેવે વખતે બનતી નાંખતી કરી આયર્લૉંડ સાથે કામ કરવાની નીતિ પકડી હતી, તેને લઇને સીનફીનવાળાઓનું જોર એકદમ વધી ગયું છાપાઓમાં ઘણાં જ સખ્ત લખાણો આવવા માંડ્યા એ પક્ષના છાપાઓ પણ વધી ગયાં સને ૧૯૧૮ ની શરુઆતમાં અમેરીકામાં પૈસાની સારી જેવી સગવડ કરી એ લોકોએ આયર્લૉંડને માટે ખરીખોટી વાતો ખુબ ફેલાવી અને આયર્લૉંડનો સવાલ હમેશાં લોકોની સમક્ષ રાખ્યો ૨૩ મી ફેબ્રુઆરી ૧૯૧૮ ને દિવસે ૨૮ સીનફીનરોને આયર્લૉંડમાં જર્મનીથી છુપી રીતે હથીઆરો આયાત કરવા માટે પકડવામાં આવ્યા ૭ મી માર્ચે માં ૧૯૧૮ આ બાબતપર પાર્લામેન્ટમાં તકરાર ચાલી તે દરમ્યાન મી૦ લોઇડ જ્યોર્જે ફરીથી કહ્યું કે આયર્લૉંડના જે ભાગને હોમરુલ જોઇતું હોય તેને ઇંગ્લાંડ હોમરુલ આપવા તૈયાર હતું, પણ જે ભાગને ન જોઇતું હોય તેનાપર દબાણ કરી શકતે નહિ. એટલે કે અલસ્ટરના ૭ પરગણાઓને હોમરુલના કાયદામાંથી બાકી રાખવાના, એટલે કે બીજા બોલોમાં કહીએ તો આયર્લૉંડના ભાગલા પાડવાની વાત પાકી કરી આ વાતની તો મી૦ રેડમંડે પણ ના પાડી એની બાજુવાળા પાર્લામેન્ટ છોડી ગયા. બીજે દિવસે તેઓએ એક સભા ભરી એમ જાહેર કર્યું કે આયર્લૉંડના એક નાના ભાગને એકત્ર આયર્લૉંડને હોમરુલ આપવાની બાબતમાં સામે થવાનો હક્ક નથી.

આ ચળવળ સીનફીનરોએ પણ ઉચકી લીધી. મી૰ રેડમંડની ટોળી· આવી સ્થિતિનો તેઓએ પૂરો લાભ લીધો. એ ટોળીને પાછું જે મળ્યું. ૧૯ મી એપ્રીલ ૧૯૧૮ માં એક કોનફરન્સ કાઉંટ પ્લંકેટે બોલાઈ તેમાં પાંચસોથી છઓ પ્રતિનિધિઓ હાજર હતા. એ કોનફરન્સમાં કાઉં પ્લંકેટે જાહેર કર્યું કે હવે તેઓ વધારે વાર જંજીર પહેરેલા ગુલામે રહેવાના નથી, અને ઈંગ્લાંડની કોઈ પણ માંગણી જે સંપૂર્ણ સ્વતંત્રતાન કરતાં ઓછી હશે તેને તેઓ ધિક્કાર સાથે નાકબુલ રાખશે. મી૰ આરથર ગ્રીફીથે આ સભામાં સીનફીન, ધી નેશન લીગ, આઇરીશ અમેરીકન જે એલાયન્સ, ધી આઇરીશ વોલનટીઅર્સ, ધી આઇરીશ લેબરપાર્ટી. વિગેરે મંડળોના જોડાણ અને સાથે મળી કામ લેવા બાબત એક દરખાસ્ત પસાર કરાવી. આ રીતે સીનફીનવાળાઓને એક રાષ્ટ્રીય મંડળ પોતાની નેમો બર લાવવા અનાયાસે હાથ લાગ્યું

આ ઠેકાણે આયર્લાંડની બધી રાજદ્વારી ટોળીઓની એક કોનફરન્સ બોલાવી આયર્લાંડના સવાલનો ફડચો લાવવાની યોજના બાબત ટુંકાણમાં થોડીક વિગતો આપવી ઠીક પડશે. ૧૬ મીએ ૧૯૧૭ ના દિવસે વડા પ્રધાન મી૰ લોઇડ જ્યોર્જે એક કાગળ મી૰ રેડમન્ડને લખ્યો, તેમાં આયર્લાંડના સવાલના ફડચા બાબત બે રસ્તા સુચવ્યા, (૧) ૧૯૧૪ મા પસાર થયેલા હોમરુલ એક્ટનો એકદમ અમલ કરવો, પણ પાંચ વર્ષ લગણ અલસ્ટરના ૭ પરગણાઓને તેમાંથી બાકાત રાખવા. આ વાત એવી હતી કે કોઇ દિવસ પણ આયર્લાંડની એક પણ રાષ્ટ્રીય ટોળી કબુલ રાખેજ નહિ. આયર્લાંડના ભાગલા કબૂલ રાખી હોમરુલ લેવું, એ વાત તો સ્વપ્ને પણ કબૂલ કરાય જ નહિ; માટે આ વાત તો તરત જ પડતી મુકાઈ. બીજો રસ્તો એ કે આયર્લાંડને સ્વરાજ્ય આપવા કેવી જાતનું બંધારણ કરવું તે નક્કી કરવા એક 'કનવેનશન' જેમાં આયર્લાંડની બધી રાજદ્વારી ટોળીઓના પ્રતિનિધિઓ આવે તે બોલાવવું. આમાં એક વાત ખાસ નોંધવા જેવી છે કે રાજ્ય કરતી પ્રજાનો કોઈ પણ પ્રતિનિધિ નિમવાની વાત જ નહતી. તેવા પ્રતિનિધિની મદદની જરૂર પણ ન જણાઈ. આવા 'કનવેનશન'થી કંઈ નહિ વળે અથવા તો જે કંઈ વળે તે બહુ દમવાળું ન હોય એમ ધારી સીનફીનવાળાઓએ તરત જ જાહેર કરી નાંખ્યું કે તેઓ કંઈ આ

'કનવેનશન'માં જોડાશે નહિં. આ 'કનવેનશન'નું કામ બંધબારણે ચાલવાનું હતું. તેમાં ૧૦૧ જણને આમંત્રણ કરવાં એમ ઠરાવ્યું હતું. આમાં પાંચ જગ્યા સીનફીનવાળાને માટે ખાસ રોકી હતી. ઈંગ્લાંડની સરકાર "કનવેનશન"નો પ્રમુખ નીમે અને બીજા પંદર પોતાની પસંદગીના આઇરીશમેનો નીમે. આ 'કનવેનશન'નું કામ સરળ રીતે થાય અને કડવાશ ઓછી થાય એ માટે સરકારે ૧૯૧૬ ના બળવામાં સજા પામેલા સર્વે કેદીઓને છોડી મુક્યા. આ કેદીઓને બીન સરતે છોડી મુકવામાં આવ્યા હતા. આ છોડી મુકાએલા કેદીઓએ સરકારનો ઉપકાર માનવાને બદલે છુટ્યા તે જ દેવસે અમેરીકાના તે વખતે જગબત્રીસીએ ચઢેલા મી૦ વિલસનને એક અરજ જે બીજા આયરીશ લોકોએ તૈયાર કીધી હતી તેના પર સહી કરી આપી. આ અરજીમાં ઈંગ્લાંડની વિરુદ્ધ સખત ભાષામાં લખવામાં કંઈ કચાસ રાખવામાં આવી નહોતી. આ છુટેલા કેદીઓનો ડબલીનમાં વરઘોડો કાઢવામાં આવ્યો. ડા. વલેરા તરતજ આ ચળવળમાં દીપી નીકળ્યો. એને વક્તૃત્વશક્તિ કુદરતે જન્મતાં જ બક્ષિસમાં આપી હતી. કોઈ પણ બાબનપર માંડવાળ ન કરવી એ તો એનો જન્મથી સિદ્ધાંત હતો. ઉશ્કેરણી કરવામાં એ એક્કો હતો. એણે એની ઈશ્વરદત્ત સર્વે શક્તિઓનો ઈંગ્લાંડની સામે આયર્લાંડના લોકોને ઉશ્કેરવામાં ઉપયોગ કરવો શરુ કર્યો. એ ઈંગ્લાંડનો કટ્ટો શત્રુ હતો. એટલુંજ નહિ પણ આયર્લાંડનો કોઈ પણ માણસ ઈંગ્લાંડની સારામાં સારી માંગણી પણ કબૂલ કરવાની હીમાયત કરે તો તેનો પણ એ શત્રુ બની જતો. એ ઘણી જ ઝનુની ભાષા વાપરતો. એ કામ કરવાથી થાકતો નહિં. મી૦ રેડમંડના છોકરાની પાર્લામેન્ટમાં ખાલી પડેલી જગ્યાએ કલેર પરગણાના લોકોએ એને ચુંટી કાઢ્યો. ડા વલેરાએ તરત જ ભાષણમાં કહ્યું કે મારી જ ટોળીનું કામ લોકોને પસંદ છે અને બીજાઓ તેઓના ખરા પ્રતિનિધિ નથી.

મે ૧૯૧૭ માં નીમાએલા 'કનવેનશને' માંડમાંડ સપ્ટેમ્બર ૧૯૧૭ માં જે યોજનાઓ મળી હતી તે 'ગ્રાંડ કમીટી'ને તેના પર વિચાર કરી તેમનો અભિપ્રાય દર્શાવવા મોકલી આપી. લગભગ નવેમ્બરની આખેરીએ તેણે પોતાનો રીપોર્ટ બાહર પાડ્યો. તેપરથી તરત જ દેખાઈ આવ્યું કે કંઈ વળવાનું નથી. સ્વરાજ્ય માંગની પ્રજાની હમ્મેશની આડખીલીઓએ

ત્યાં પણ દર્શન દીધું. લઘુમતીઓને હમ્મેશ કેમ બચાવવી, આયર્લાંડને નાણાં પ્રકરણમાં કેટલી સત્તા આપવી; આ બાબતોપર એકમતી થઈ જ નહિ. 'ગ્રાંડ કમીટી'એ એ બાબત 'કનવેનશન'પર મોકલી આપી. ત્યાં બે મહીના સુધી તકરાર ચાલી. ત્યાર પછી વડા પ્રધાને પોતે તે બાબતસર મહેનત કરી. ત્રણ મહીના બીજા ગયા. આખરે અલસ્ટરના પ્રતિનિધિઓના વાંધા છતાં એપ્રીલ ૧૯૧૮માં એક યોજના એ 'કનવેનશને' બહુમતીથી પસાર કરી. તે યોજના પ્રમાણે આખા આયર્લાંડ માટે એક પાર્લામેંટ સ્થાપવી અને તેનું કારોબારી મડળ તે પાર્લામેંટને જોખમદાર રહે. આ પાર્લામેન્ટમ રાજા, એક 'સેનેટ' અને એક આમની સભાનો સમાવેશ થતો હતો ઇંગ્લાંડની પાર્લામેન્ટનું સર્વે બાબતમાં અને સર્વે માણસપરનું સર્વોપરીપણુ જાળવી રાખવામાં આવ્યું હતું. આયરીશ પાર્લામેન્ટને લડાઈ જાહેર કરવા કે સુલેહ કરવાની બાબતમાં, લશ્કરી અને નૌકાની બાબતમાં, પરદેશી રાજ્યો સાથે કોલકરાર કરવા બાબતમાં જરા પણ સત્તા આપવામાં આવી નહોતી. પ્રોટેસ્ટંટોની લઘુમતીના બચાવ માટે, આઇરીશ અમલદારોના હિતના બચાવ માટે પણ આ પાર્લામેંટની સત્તાપર અંકુશો મુકવામાં આવ્યા હતા. આબકારી અને જગાત સિવાય કર નાખવાની સત્તા આયર્લાંડની પાર્લામેન્ટને આપવામાં આવી હતી. આ યોજના એવી હતી કે આયર્લાંડની એક પણ ટોળીને બધી રીતે ગમતી નહોતી.

આ 'કનવેશન'નું કામ ચાલતું હતું ત્યારે સીનફીનવાળાઓ જેમણે પહેલેથી એમાં ભાગ નહિ લેવાનું જાહેર કર્યું હતું તેઓ કંઈ નવરા બેસી રહ્યા ન હતા. સરકારની ઇચ્છા એવી હતી કે 'કનવેનશન'ના કામ દરમ્યાન દેશમાં જેમ બને તેમ શાંતિ અને ભલી લાગણીઓ ફેલાય એમ કરવું. આ શુભ ઇચ્છાનો જેટલો ઉપયોગ સીનફીનવાળાઓથી થયો તેટલો કર્યો. જરાક પણ કંઈ કારણ મળ્યું કે તેનો ઉપયોગ સરકારની સામે કરવાનું તેઓ ચુકતા જ નહિ. આ ઉશ્કેરણીથી કોઈ કોઈ ઠેકાણે હુલ્લડો થવા માંડ્યાં. પોલીસ પર હુમલા થવા માંડ્યા અને જે સરકારને શાંતિ જાળવી ભલી લોકલાગણી પેદા કરી નવું બંધારણ તૈયાર કરાવવું હતું તે આશા ફળીભુત થઈ નહિ. કેટલાક સીનફીનવાળાઓને સરકારને પકડી ફરીથી કેદ કરવા પડ્યા. તેઓએ કેદખાનામાં ભુખમરો શરુ કર્યો. એમનો એક

ભોગજોગે કેદખાનામાં મરી ગયો, તેથી લોકોમાં ખુબ ઉશ્કેરણી વધી ગઈ. એટલે સરકારે જે કોઈ ભુખમરો શરુ કરે તેને છોડી દઈ, જેવો તે બાહાર નીકળી સારો થાય કે ફરી પકડી શકાય એવો કાયદો જે 'કેટ અને માઉસ' ('ઉંદર અને બીલાડી')ના કાયદા તરીકે ઓળખાતો હતો તે પસાર કર્યો. આથી જેલમાં જનારાઓની સંખ્યા મોટી થઈ, કારણ કે આ સૌથી સહેલો અને સસ્તો રસ્તો કેટલાકોને પોતાની જાહેરખબર આપનારા તરીકે મળી ગયો. હિંદુસ્તાનમાં પણ અસહકારની ચળવળમાં એક વખત એવો આવ્યો હતો કે જ્યારે એમ જ લાગે કે કેટલાકો તો જાણીજોઇને એવો ગુન્હો કરતા કે થોડીક મુદ્દતની જેલ જાત્રા મળે, અને તેને લીધે એકદમ પ્રસિદ્ધિ પામી જતાં. લાંબી મુદ્દત સુધી એક નિષ્ઠાથી દેશસેવા કરી નામ કરવાની ખટપટ જ નીકળી ગઈ હોય એમ લાગતું.

સને ૧૯૧૮ ની શરૂઆતમાં આયર્લાંડમાં તોફાની વાવટો ચઢ્યો હતો. ઠેર ઠેર હુલ્લડો થતા હતાં. પોલીસના થાણા પર હુમલાઓ થતા હતા. લોકોના ઢોરો વાળી જવામાં આવતા હતા. તારનાં દોરડાં કાપી નાખવામાં આવતાં હતાં. અને રસ્તાઓમાં ઠેકઠેકાણે અડચણો ઉભી કરી પોલીસ અને લશ્કરને એક ગામથી બીજે ગામ જવામાં મુશ્કેલીઓ ઉભી કરવામાં આવતી હતી. મી૦ રેડમંડ આવા વખતમાં મૃત્યુ પામ્યો. આયરીશ 'કનવેનશન'નું કામ એવી રીતે ખલાસ થયું હતું કે કોઇને પણ સંપૂર્ણ સંતોષ મળ્યો નહોતો. માર્ચ ૧૯૧૮ માં જર્મનોએ મોટા હુમલા કરી બ્રિટીશ હરોલને ફ્રાન્સમાં જરા પાછી હઠાવી હતી. બ્રીટીશ લશ્કરમાં માણસોની ભરતીની ઘણીજ જરૂર હતી. તે માટે ફરજીઆત લશ્કરી કાયદો એપ્રિલની શરુઆતમાં પાર્લામેન્ટમાં લાવવામાં અને પસાર કરવામાં આવ્યો હતો. આ કાયદામાં એક એવી કલમ હતી કે જે શરતે ઇંગ્લાંડમાં માણસોને ફરજીઆત લશ્કરમાં જોડાવવું પડે તેવીજ શરતે આયર્લાંડમાં પણ જોડાવું પડે. આ ખીલ પસાર થતાં જ 'નેશનલીસ્ટો' આમની સભા છોડી ગયા. તેઓએ મી૦ જોન ડીલનની સરદારી તળે સીનફીનવાળાઓ સાથે મળી જઈ આ કાયદા સામે કામ કરવા માંડ્યું. આ કાયદાની સામે સખ્ત ચળવળ ચાલી અને તેની અંદર લગભગ બધી ટોળીઓ જોડાઈ ગઈ. રોમન કેથોલીક પંથના ધર્મગુરુઓ પણ જોડાયા. આઠ મહીના સીપાઇઓ મેળ-

વવા સભાઓ ભરાઈ, પણ તે દરમ્યાન દોઢ લાખ માણસો જોડાવા જોઇએ તેને બદલે ફક્ત ૧૧,૩૦૦ માણસો જ જોડાયા. આ કાયદાથી લશ્કરમાં ભરતી તો કંઈ થઈ નહિ, પણ સીનફીનની ટોળીને ખુબ જો મળ્યું. જુલાઈ ૧૯૧૮ માં એટલું તોફાન વધી ગયું કે દેશના રક્ષણુના કાયદા તળે શીનફીન મંડળો અને કલબો, આયર્લૉડના સ્વયંસેવકો, ગેલી લીગ, અને 'કયુમન બન' (સ્ત્રીઓનું મંડળ) એ બધાને ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યા. આ 'કયુમન બન'(સ્ત્રી મંડળ)ની વાત જાણવા જેવી છે. એમાં આયર્લૉડની રાષ્ટ્રીય ચળવળમાં આગેવાની ભર્યો ભાગ લેનારી સ્ત્રીઓ સભાસદ હતી એમાં કેટલીક તો ઘણી જ સખ્ત અને ઝનુની વિચારો ધરાવતી હતી જ્યારે જ્યારે દેશનેતાઓ જરાક પણ ઢીલ મુકવાની વાત કરે અથવા વિચાર કરે કે આ મંડળના સભાસદો તેમના પર આક્ષેપો મુકે. ઘણિક તો શોકના લુગડેજ ફરતી.

ઉપલી ચળવળની એક બીજી અસર એ થઈ કે 'નેશનાલીસ્ટ' ટોળીનું જોર કમી થઈ ગયું. તે ધીમે ધીમે 'સીનફીન'ની ટોળીમાં ભળી ગઈ. આની અસર એ થઈ કે ડીસેંબર ૧૯૧૮ ની વરણીમાં મી૦ જોન ડીલન તો વરાયો જ નહિ. અને 'નેશનલીસ્ટ' ટોળીની મોટી હાર થઈ. ૭૩ સીનફીનરો ચુંટાયા. 'યુનીઅનીસ્ટ' ટોળીના એટલે ઈંગ્લાંડ જોડે સંબંધ રાખી ને સ્વરાજ માંગતી ટોળીના ૨૬ વરાયા અને પ્રોટેસ્ટંટો તરફથી ફક્ત ત્રણજ વરાયા. એટલે કે ૧૦૫ જણા જેઓને વરવાના હતા તેમાં ૭૩ સીનફીનરો વરાયા. આ રીતે ફત્તેહ પામેલી ટોળીએ પોતાને 'આઇરીશ રીપબ્લીકન' ટોળીનું નામ આપ્યું. જેઓ ચુંટાયા તેમણે એમ. પી (અંગ્રેજી આમની સભાનો સભાસદ) એમ પોતાને ન ઓળખાવતાં એફ. ડી. ઇ (ટીસીર ડાલ એરીન એટલે કે આયર્લૉડની એસેમ્બલીનો સભાસદ) એમ ઓળખાવવા માંડ્યું. એટલે કે ઈંગ્લાંડની આમની સભા અથવા ઈંગ્લાંડ સાથે હવે તેમને સંબંધ નથી એમ જાહેર કર્યું. 'ડાલ એરીન'ની પહેલી સભા ૨૧મી જાન્યુઆરી ૧૯૧૯ માં થઈ, તેમાં આયર્લૉડની સ્વતંત્રતાનો ઢંઢેરો અંગ્રેજી, ફ્રેંચ ને ગેલીક (એટલે આયર્લૉડની સ્વભાષામાં) વંચાયો. એમાં પેરીસમાં મળતી સુલેહની સભાના સભાસદો નીમાયા. મી૦ ડા વલેરા આયર્લૉડના રીપબ્લીકના પ્રમુખ તરીકે વરાયો. એક પ્રધાનમંડળ રચયાયુ. પ્રખ્યાત મી૦ માઇકલ કોલીન્સને

લડાઈ ખાતાનો પ્રધાન બનાવવામાં આવ્યો હતો. આયર્લૅંડના દશ નાયકોએ આયર્લૅંડનો સવાલ સુલેહની પરિષદ પાસે લાવવાનો અને તેનો ડૉ. વિલસનના જાહેર કરેલા સૂત્રોને આધારે મજબુત પ્રયાસ કર્યો પણ તેમાં નિષ્ફળ ગયા. એટલે એ લોકોએ અમેરીકામાં ઈંગ્લાંડની સામે અને આયર્લૅંડની તરફેણમાં ખુબ જોસથી ચળવળ ચલાવી. ડિ વલેરા પણ અમેરિકા જઈ પહોંચ્યો. ત્યાં એની અદ્‌ભુત વક્તૃત્વ શક્તિથી એણે આયર્લૅંડના સવાલ બાબત ખુબ જાગૃતિ આણી મુકી. અમેરીકાની સહાનુભૂતીએ સીનફીનવાળાઓના હાથ મજબુત કર્યા. ડાલ એરીનને અમેરીકામાં એક લોન ઉભી કરી. આ પૈસા સીનફીનવાળાઓએ પાછળથી પોતાની ઈંગ્લાંડની સામેની લડાઈમાં છુટે હાથે ખર્ચ્યા.

સને ૧૯૧૯ની શરૂઆતથી આયર્લૅંડમાં મારફાડ અને જોરજુલમનું સામ્રાજ્ય જામ્યું. જોઈતાં હથીઆરો ચોરીને, પોલીસ અને લશ્કરના માણસોને લુંટીને અને પરદેશથી છુપી રીતે આયાત કરીને લઈ આવ્યા. પોલીસને બૉયકાટ કરવા માંડી. રૉયલ આઈરીશ કૉનસ્ટેબ્યુલરી એ આયર્લૅંડની હથીઆરબંધ પોલીસનું નામ હતું. સને ૧૯૧૯ ની શરુઆત સુધી એમાં જોડાવા માણસોની તાણ પડતી નહિ. એક જગ્યાને માટે એકબે ઉમેદવાર મળતા હતા. રોમન કેથોલીક પંથના એકુલો ઘણે ભાગે જોડાતા. આ લોકો હથીઆર ક્વચિતજ વાપરતા. આ પોલીસ ફોજને તોફાનીઓએ પેહલા હાથ ધરી. તેને અતિશય દુઃખ દેવું શરુ કર્યું. 'કયુમન બન'બંડળની સ્ત્રીઓએ પોતાના સભાસદોને કહ્યું કે તમારે તેમની સાથે બોલવું નહિ, તે લોકોની સાથે દેખાવું નહિ અને દેવળમાં તેમની સાથે એક બાંક પર બેસવું પણ નહિ. તેઓની સામે લોકોને કેમ ઉશ્કેરી મુકવામાં આવ્યા હતા તે નીચે લખેલી સૂચનાઓથી માલમ પડશે. 'તેઓના હાથ પૈસાને માટે તેઓના જ લોકોના લોહીમાં ખરડાએલા છે. તેઓ દુશ્મનના આંખ અને કાનો છે. તે આંખો અને કાનો સાથે જરા પણ દોસ્તદારી બનાવવા ના. તેઓને તેઓના દેશમાં જ ન્યાતબહાર જેવા જ મુકવા. દેશને માટે બોજ આપનારાઓનું ખુન તેમના અને તેમના છોકરાંના છોકરાંઓને કપાળે ચોંટશે અને જે માતાઓ આવા પુત્રો પેદા કરશે તેમને શ્રાપ દેશે!' જે બાપડાઓ આ પોલીસ ફોજમાં જોડાતા

તેમની સામે કંઈ ખાલી ઉપલો સાંસારિક બહિષ્કાર હતો એમ ન હતું કેટલાક પરગણામાં તો આ બાપડાઓને કોઈ વેપારી યા ખેડૂત કંઈ વેચતો નહિં. પૈસા આપી ભાડુતી ખૂનીઓ આવા નિર્દોષ પોલીસવાળાઓના ખુન કરવા રોકવામાં આવ્યા હતા. જો કોઈ તેમની તરફેણમાં સાક્ષી આપે અથવા ખબર આપે અથવા જ્યુરીમાં બેસી સામે કામ કરે તેમનો જાન લેતા અને બીજી પણ ધમકીઓ આપતા. પોલીસની ચોકીઓ બાળતા, અને એટલો સખ્ત ત્રાસ વર્તાવ્યો હતો કે જ્યારે એક હાથ પર ખુન કરીને પોલીસના માણસો કમી કરતા હતા ત્યારે નવા ન જોડાય તેની પણ ત્રેવડ રાખી હતી આમ કરી દેશમાં અંધાધુંધી ફેલાવવાની પોતાની નેમ બર લાવવા પોતાનો રસ્તો કેટલેક અંશે સરળ કર્યો. આયર્લૉન્ડની કોર્ટોને ઉજ્જડ બનાવી દીધી. ત્યાં જનારના જાનમાલ સલામત નહોતા એની ડીક્રીઓ બજાવી શકાતી નહીં. તેમને બદલે પોતાની અદાલતો સ્થાપી સને ૧૯૨૦ ની અધવચ સુધીમાં આયર્લૉન્ડના બે તૃતીયાંશ ભાગમાં સીનફીન કોર્ટો સ્થપાઈ ગઈ. તે કોર્ટો જે ન્યાય આપે તેજ લોકોએ લેવો એવી વાત આવી રહી. ઇંગ્લાંડના રાજાની સ્થાપેલી કોર્ટોમાં કોઈ જતુંજ નહીં. તે કોર્ટો પણ પોલીસ અને લશ્કરથી સુરક્ષિત હોય તોજ ભરાતી આ કોર્ટોમાં રોમન કેથોલિક પાદરી અને ગામના એક બે જાણીતા સીનફીનરો બેસતા. તેઓના કાયદાનું જ્ઞાન મીંડા કરતાં વિશાળ ન હતું પણ જેમ તેમ કજીઓ પતાવતા. તે માટે ખુબ ભારે ફીઓ લેતા અને જો કોઈ આવી કોર્ટોની ડીક્રી ન માને તો તેણે પોતાના જીવની આશા બહુજ ઓછી રાખવાની હતી આવી બાદથી કોર્ટો ગેરકાયદેસરની હતી અને તેમાં કામ કરનારા ફોજદારી કાયદાની રુએ ગુન્હેગાર હતા, પણ દેશમાં જ્યાં મોટા પાયા ઉપર અંધાધુંધી ચાલે ત્યાં કરી પણ શું શકાય? સરકારના માણસોને તો કોઈ વખત ખબર પણ પડતી નહિ કે આવી કોર્ટો ક્યાં ભરાય છે ને તેમાં કોણ કામ કરે છે. આ કોર્ટો આખરે જ્યારે થોડાક વખત પછી લશ્કરી કાયદો (Martial Law) આયર્લૉન્ડમાં દાખલ થયો ત્યારે જ બંધ પડી

આખા દેશમાં બહુજ મારામારી, કાપાકાપી ચાલી રહી, અંધાધુંની-નો પારજ રહ્યો નહિ સીનફીનવાળાઓનો ત્રાસ બહુ વધી પડ્યો. એ ત્રાસને તોડવાને બ્રિટીશ સરકારે ત્રાસ બેસાડવા માંડ્યો. આયર્લૉન્ડના ઇતિહાસમાં

જાણીતા થયેલા 'બ્લેક એન્ડ ટેન'ઓએ સીનફીનવાળા જેટલો જ ત્રાસ વર્તાવવા માંડ્યો. એ બે તરફના ત્રાસમાં ઘણાએ નિર્દોષોનો ઘાણ નીકળી ગયો. હમ્મેશાં બને છે તેમજ બન્યું. જેઓ ઉશ્કેરણી કરનારા હોય છે, જેઓ બદમાશ હોય છે તેઓ પોતાનું કામ કરીને ખસી જાય છે ને બાપડા નિર્દોષો સપડાઈ જાય છે, તેમ આયર્લૅંડમાં પણ બન્યું. આ "બ્લેક ઍન્ડ ટેન" રૉયલ આઇરીશ કૉનસ્ટેબ્યુલરી અને લશ્કરના હથિયારબંધ માણસો હતા. તેમને સરકારનો તેમના કામમાં ટેકો અને સહાનુભુતી હતાં. તેઓ હિન્દુસ્તાનમાં જાલીયાંવાળા બાગની કતલથી પ્રખ્યાત થએલા જનરલ ડાયરના વિચારના હતા. તેઓનો એક જ વિચાર હતો તે એ કે એવી કડક રીતે કામ લેવુ, એવો ત્રાસ બેસાડવો કે લોકો ડઘાઇ જાય, હતાશ થઈ જાય અને નરમ પડી જાય. તેમણે જે કામો કર્યાં છે તેની વિગત આપવાની જરૂર નથી. જેમને જાણવાની જિજ્ઞાસા હોય તેમણે 'આયર્લૅંડમાં બળવો (Ireland in Insurrection)' જેમાં એક ખુદ અંગ્રેજે હેવાલ આપ્યો છે તે વાંચવો. 'આયર્લૅંડમાં બંડ (Ireland in Rebellion)' નામની એક બીજી ચોપડીમાં પણ સીનફીન અને તેના આ ભાગના ઇતિહાસની કેટલીક જાણવા જેવી વિગતો આપેલી છે. 'આયર્લૅંડમાં વિપ્લવ (The Revolution in Ireland 1906–1923)' એ નામની ચોપડીમાં પણ ઠીક વિગતો છે. એનો લખનાર સીનફીનની ચળવળની સામે હતો અને ઘણે ઠેકાણે એકપક્ષી પણ લખ્યું છે છતાં તેણે પણ 'બ્લેક એન્ડ ટેન'ના કામોનો હિમ્મતથી સંપૂર્ણ બચાવ કર્યો નથી. પણ આ રીતે સીન-ફીનવાળાઓની સામે કામ લેતાં તેઓ કંઈ ત્રાસથી ડઘાઈ નરમ પડ્યા નહિ. તેઓએ તો પોતાનુ કામ ચાલુ રાખ્યું. જો 'બ્લેક એન્ડ ટેન' કોઈ ઠેકાણે ઘરો બાળી નાંખે તો પોતાની પાર્ટીની સામેવાળાનું સરસમાં સરસ મેહેલ જેવું મકાન સીનફીનવાળા બાળી નાંખતા. આવી જાતની સર-સાઇમાં દેશના ઘણા પ્રખ્યાત ને સુંદર મકાનો કાંતો બળી ગયાં કે તોડી પાડીને નાશ થયાં. આ રીતે આયર્લૅંડને બહુ જ મોટું નુકશાન ખમવું પડ્યું. દેશનો વેપાર અટકી પડ્યો. રેલ્વેઓ, રસ્તાઓ, લાવ લઈ જાવ કરવાનાં સાધનોને પણ નુકશાન કરી ઉપયોગમાં આવતાં અટકાવ્યા અને બીજી બધી રીતે આયર્લૅંડના લોકો પાયમાલ ને દુઃખી થયા. સીન

વાળાઓએ પોતાના માણસોને લડન અને લીવરપુલ સુધી મોકલી ત્યા પણ મારફાડ અને તોફાનો મચાવ્યા આમ છેક જુન ૧૯૨૧ સુધી ચાલ્યુ પછી બન્ને બાજુનાળાઓએ જાહેર કર્યું કે મારફાડ કાપાકાપી તદ્દન રાખવી, અને જોવુ કે આપસઆપસમા મળીને માંડવાળ થાય છે કે નહિ. આમ જાહેર કર્યું છતા પણ છુટાછવાયા આગ અને ખુન તો થતાંજ બન્ને પાર્ટીનાળાઓની લડનમાં ખુબ મસલતો ચાલી અને આખરે તા૦ ૬ ઠ્ઠી ડીસેમ્બર ૧૯૨૧ ને દિવસે એક કોલકરારનામા પર ઇંગ્લાંડ અને આયર્લાંડના પ્રતિનિધિઓએ સહી કરી એ કરારની શરતો નીચે મુજબ હતી

આયર્લાંડ ને કેનેડા, ઓસ્ટ્રેલીઆ, ન્યુઝીલાડ અને દક્ષિણ આફ્રીકા જેવુ બ્રિટીશ સામ્રાજ્યમાં સ્થાન આપવુ લોર્ડ લેફ્ટેનન્ટની જગ્યા કાઢી નાખી, કેનેડાની માફક એક ગવર્નર-જનરલ નીમવો વફાદારીના સોગદ નક્કી કર્યા તેમાં આયર્લાંડના ફ્રી-સ્ટેટને વફાદારી ને તાબેદારી જાહેર કર્યા પછી સ્પષ્ટ લખ્યુ કે આયર્લાંડના લોકો ગ્રેટબ્રિટનના લોકો જેવોજ શેહેરી તરીકેનો હક્ક ભોગવે છે તેથી અને બ્રિટીશ સામ્રાજ્યમા આયર્લાંડ એક સભાસદ છે તેથી ઇંગ્લાડના રાજાને વફાદાર છીએ આયર્લાંડે દેશના દેવામા પોતાનો હિસ્સો આપવો, કેટલી રકમ આપવી તે જો માહોમાંહે નક્કી ન થાય તો એક અથવા વધારે તટસ્થ આદમીને (પણ તે બ્રિટીશ સામ્રાજ્યનો શહેરી હોવો જોઇએ) લવાદ નીમીને નક્કી કરવી આયર્લાંડનો દરિયાપરના કીનારાનો બચાવ પાચ વર્ષ સુધી ઇંગ્લાંડે કરવો, અને તે દરમ્યાન ફ્રી-સ્ટેટ એમા શો ભાગ લેવો તે નક્કી કરવુ, પણ તે મુદ્દત દરમ્યાન ઉપજ અને માછલાં પકડવાના ધધાના બચાવ માટે જેટલા હથીઆરબધ વહાણો રાખવા પડે તે રાખવાને ફ્રી-સ્ટેટને છુટ હતી, ફ્રી-સ્ટેટના બારાઓમા ઇંગ્લાંડને સુલેહ યા લડાઈ દરમ્યાન કેટલીક છુટ આપી હતી ફ્રી-સ્ટેટનુ લશ્કર આયર્લાંડની પ્રજાના પ્રમાણમા જ રહે ફ્રી-સ્ટેટ જે સરકારી નોકરો આ પ્રમાણેની રાજ્યની ફેરફારીને લીધે રાજીનામુ આપે તેમને પેનશન વિગેરે આપવુ. અલસ્ટરની બાબતમાં એમ નક્કી કરવામાં આવ્યુ હતુ કે જો એક મહીનામા ઉત્તર આયર્લાંડની બન્ને (આમ અને ખાસ) સભાઓની એકત્ર અરજી આવે તો હદ ઠેરવવા માટે એક કમીશન નીમવુ, અને તે કમીશન જે હદ ઠેરાવે તેટલી હદ ઉત્તર આયર્લાંડની રેહેશે ઉત્તર યા દક્ષિણ આયર્લાંડની

સરકાર કોઈ પણ ધર્મને સીધી અથવા આડકતરી રીતે ઉત્તેજન યા મદદ આપશે નહિ. અથવા તેમની કોઈ જમીન યા મીલકત જાહેર પ્રજાના ઉપયોગ સિવાયના કામ માટે બદલો આપ્યા વિના લઈ શકશે નહિ. આ તહનામુ પાકું થાય ત્યારથી તે જ્યાં સુધી ફ્રી–સ્ટેટની પાર્લામેન્ટ અને રાજ્યતંત્ર બરાબર ગોઠવાય ત્યાં સુધી કામ ચલાવવાની ગોઠવણ કરી હતી આ કરારનામામાં ઇંગ્લાંડના નૌકા ખાતાના અને હવાઈ બચાવના સાધનોની પૂરતી સગવડ સાચવી રાખી હતી

આ કોલકરારથી ઇંગ્લાંડ અને આયર્લાંડ વચ્ચે તો થોડાક વખતમાં શાંતિ થઈ, પણ ખુદ આયર્લાંડમા તો આ કોલકરારપર બે પક્ષ પડી ગયા. એક પક્ષની સરદારી ડા વલેરાએ લીધી અને બીજાની જેઓએ કોલકરારપર આયર્લાંડ તરફથી સહી કરી હતી તેઓએ લીધી આયર્લાંડમાં આ પક્ષો વચ્ચે જબરી મારામારી ચાલી એક પક્ષ કહે કે જે કઈ મળ્યુ છે તે તદ્દન અસંતોષકારક છે અને તે નકામુ છે, અને આપણે તો જ્યાં સુધી માંગીએ છીએ તેટલુ ન મળે ત્યાં સુધી લડાઈ ચાલુ રાખવી જ જોઇએ. બીજો પક્ષ કહે કે મળ્યું છે તે જો કે થોડેક અંશે ઓછુ છે, પણ તેટલુ લઇને પૂરુ મેળવવાની તજવીજ કરીશુ. મળ્યું છે તેને જવા તો દઇશુ નહિં. જે મળ્યું હતુ તે એટલું બધુ હતું કે દેશના મોટા ભાગના લોકને તે છોડી દેવાનુ ગમે તેમ હતું જ નહિં સપૂર્ણ સ્વતંત્રતા જો ન મળવાની હોય તો જે સ્વતંત્રતા મળી હતી તે ઘણી હતી અને તે દેશના ભલાને માટે ઠીક જેવી રીતે વાપરી શકાય તેવી હતી એમ ઘણાઓ માનતા હતા ડા વલેરાએ પ્રેમીડટ પદનુ રાજીનામુ આપ્યુ. ૧૦ મી જાન્યુઆરી ૧૯૨૨ ને દિને મી૦ આર્થર ગ્રીફીથ પ્રેમીડટ થયો. જેવી કામચલાઉ સરકાર આયર્લાંડમાં નીમાઇ કે તરત જ ઈંગ્લાંડે આયર્લાંડનો કબજો છોડવો શરુ કર્યો. ઈંગ્લાંડનું લશ્કર પાછુ ફર્યું. ફ્રી–સ્ટેટની સરકારે મહા મુસીબતે રાજ્યતંત્ર ગોઠવ્યું. માહોમાંહેની મારામારીથી આ કામ ઘણુ જ મુશ્કેલ થઇ પડ્યુ આવી મારામારી આખું ૧૯૨૨ નું વર્ષ ને છેક ૧૯૨૩ ની અધવચ સુધી ચાલી તે દરમ્યાન આયર્લાંડ ને કંઈ નુકસાન થવાનું બાકી રહ્યું હશે તે પુરુ થયુ. ઓગસ્ટ ૧૯૨૩ ની સાલમાં બે મોટા સીનફીનરો (૧) આર્થર ગ્રીફીથ અને (૨) માઇકલ કોલીન્સ જે બન્નેએ કોલકરાર પર સહી કરી હતી અને ફ્રી સ્ટેટ

સ્થાપવામાં મોટો ભાગ ભજવ્યો હતો અને તે સ્થપાયા પછી તેને ઉભું રાખવા અને તેને ડા વલેરાના હુમલાથી બચાવવા અતિશય જેહમત ખેડી હતી તેઓ ગુજરી ગયા. મી૰ ગ્રીફીથ મરતાં મી૰ કોસ્ગ્રેવ પ્રેસીડંટ નીમાયો તે અત્યાર સુધી પ્રેસીડંટ છે. તેણે થોડાક વખત પછી ડા વલેરાની સામે મજબુત હાથે કામ લેવા માંડ્યું ને થોડાક વખતમાં એ ટોળીને તોડી દેશમા શાંતિ પાથરી અને આઇરીશ સ્ટેટનું કામ સંપૂર્ણ સુલેહ અને શાંતિથી ચલાવવાને જે કંઈ કરવું જોઇએ તે તેણે કર્યું.

આ રીતે સીનફીન ટોળીનો એક રીતે અંત આવ્યો અને તેણે માથે લીધેલું કામ પાર પડ્યાથી તેના મતે વિશેષ કામ કરવાની કંઈ જરૂર રહી નહીં



# નવાં કેટલાંક સંગ્રાહ્ય પુસ્તકો

---

## શ્રી વિષ્ણુ સહસ્ત્રનામ

શ્રીપૂજ્યપાદ આદ્ય શંકરાચાર્યના ભાષ્ય અનુસાર માત્ર આ એક જ સાધાંતર છે. બીજા કોઇ પણ ભાષાંતરો કરતાં આમાં અર્થ વધારે અને સરળ છે. કિમ્મત રૂ. ૦-૨-૬ ટપાલ જુદું.

---

## શ્રી પંચરત્નગીતા

ઉપરનાં બન્ને પુસ્તકો તથા શ્રી ભીષ્મ સ્તવરાજ, અનુસ્મૃતિ અને ગજેન્દ્રમોક્ષ આ પાંચેનો ગુટકો. (કિમ્મત રૂ. ૦-૧૨-૦ ટપાલ જુદું.)

मीसांसक नीलकंठ कृतः

## दानमयूखः

મીમાંસક નીલકંઠ ભટ્ટે ૧૨ મયૂખો રચેલા છે અને તે વ્યવહારમાં ઘણા ઉપયોગી મનાય છે. એમાંનો આ નવમો મયૂખ અતિ પ્રાચીન લિખિત પ્રતિ મેળવી શોધીને છાપેલો છે. આમાં દાનને લગતી હકીકત વિસ્તારથી આપેલી છે. એમાં ૧૪૮ વિષય છે. વસ્તુ દાન કરતી વેળા બોલવાના મંત્રાદિ આમા સ્પષ્ટ આપેલાં છે. આ પુસ્તક જેમની પાસે હશે તેમને દાન સંબંધી બીજા પુસ્તકની જરૂર રહેતી નથી. પૃષ્ઠ સંખ્યા ૩૦૦ કાગળ ચીકણા ગ્લેઝ. કિમ્મત માત્ર રૂ. ૨-૦-૦. ટપાલ જુદું.

---

### प्रतिष्ठामयूखः

શંકરભટ્ટના પુત્ર નીલકણ્ઠ મીમાંસકનો રચેલો આ ગ્રન્થ અત્યુપયોગી અને પ્રમાણભૂત છે. પ્રાચીન પ્રતિઓને આધારે એનું સંશોધન કરેલું છે. એમાં નીચેના વિષયો છેઃ (૧) સામગ્રી; (૨) પૂજાનો ક્રમ; (૩) તીર્થાવાહન; (૪) દેવસ્નાન વિધિ; (૫) હોમ; ઇત્યાદિ ૨૦ વિષયો છે. ઉત્તમ છપાઈ ગ્લેઝ ચીકણા કાગળ કિમ્મત માત્ર ૮ આના ટપાલ જુદું.

## उत्सर्गमयूखः

મીમાંસક નીલકંઠ ભટ્ટનો રચેલો વિષ્ણુ ધર્મોત્તરમાં કહેલા જળાશયનો ઉત્સર્ગ, જલાશયનો આરંભ કાળ, વાવ, કુવા, તળાવ આદિના ઉત્સર્ગ આદિ વિષયો આમાં કહેલા છે.

ગ્લેઝ્ડ ચિકણા કાગળ, કિમ્મત માત્ર ૪ આના. ટપાલ જુદું.

## हिरण्यकेशीय गृह्यसूत्रम् ॥

આજ સુધી કોઈ પણ સ્થળે ન પ્રકટ થયેલું આ પુસ્તક મોટા પ્રયાસથી મેળવી તેનું સંશોધન કરાવીને છાપેલું છે. વળી વૈદિક પદ્ધતિ પ્રમાણે તેના મૂળ પાઠ કાયમ રાખેલા છે. પોનીયામાં મોટા અક્ષરે ઉંચા કાગળપર છાપેલું છે. સ્માર્તોના સંસ્કારો માટે ઉપયોગી ૯૫ ગૃહ્યકારિકા આમાં આપેલી છે. યજુર્વેદીઓને આ ગ્રંથ ખાસ ઉપયોગી છે.

### વાર્તા

| | |
|---|---|
| ભદ્રપુરની ભદ્રશ્યામા ... ... ... ... | ૨– ૦–૦ |
| ભાગીરથીની ભૂલ્ય ... ... ... ... | ૨– ૮–૦ |
| કચ્છનો કાર્તિકેય ... ... ... ... | ૩– ૦–૦ |
| ચિતોડનો પુનરૂદ્ધાર ... ... ... ... | ૩– ૦–૦ |
| બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ ... ... | ૪– ૦–૦ |
| અનંગભદ્રા ... ... ... ... ... | ૨– ૦–૦ |
| રૈનક મેહેલની રાજખટપટ ... ... ... | ૨– ૮–૦ |
| સતીધર્મપતિસેવા ૨ ભાગમાં ... ... ... | ૫– ૮–૦ |
| પંચામૃત (કવિ ખીમજી વસનજી બગસરાવાળા કૃત)... | ૨– ૦–૦ |
| મુક્તિમોહનમંત્ર ... ... ... ... ... | ૧– ૦–૦ |
| લેઉઆ પુરાણ ઘણું ઉપયોગી ... ... ... | ૨– ૪–૦ |
| શ્રી શિવપુરાણ ૨૪૦૦૦ શ્લોકનું ... ... ... | ૫– ૦–૦ |
| એકાદશી મહાત્મ્ય સતક ... ... ... | ૨– ૦–૦ |
| સૌભાગ્ય સંગીત સંગ્રહ (સુધારેલી આવૃત્તિ) ... | ૧– ૦–૦ |

"ગુજરાતી" ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ,
નં. ૨૦–૨૪ એક્સ્ચેન્જ લેન, કોટ,
મુંબઈ.